# निर्झरिणी.




લેખક અને પ્રકાશક,

દામોદર ખુશાલદાસ બોટાદકર.





સોલ એજન્ટ,

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.




મૂલ્ય બાર આના.

[ વિ. સં. ૧૯૭૭. ]    પ્રત ૧૦૦૦.    [ ઇ. સ. ૧૯૨૧.

"આદર્શ પ્રિન્ટીંગ પ્રેસ"માં પંડિત વાડીલાલ ઠાણાભાઇએ
છાપ્યું. પાંચકુવા, નવા દરવાજા-અમદાવાદ.

# अर्पणपत्र.

વિદ્યારસિક શેઠ સાહેબ

## શ્રીયુત ભવાનજી કરશનદાસ, (સાન્તાક્રુઝ.)

મહાશય!

કચ્છ ટોડીયા ગામમાં લુહાણા જ્ઞાતિમાં જન્મ પામી, બાળવયમાં જ પિતૃચરણના શીતલ છત્રનો તિરોભાવ થતાં મુંબઈમાં માસાની સહાયથી ઉછરી, ગુજરાતી શાળામાં સામાન્ય કેળવણી લઈ, નોકરી અને પછીથી સ્વતંત્ર વ્યાપારદ્વારા પ્રમાણિકતા અને સત્યનિષ્ઠતાથી અત્યારની ઉચ્ચ સ્થિતિ આપ પ્રાપ્ત કરી શક્યા છો.

વિદ્યાના ઉપાસકોને માત્ર શાળાથી જ જ્ઞાન મળી શકતું નથી. તે પ્રમાણે આપે શાળા છોડયા પછી ઉદ્યોગમાં પ્રવૃત્ત રહેવા છતાં આજ પર્યન્ત વિદ્યાવ્યાસંગ ત્યજ્યો નથી. અને અત્યારે પણ સ્વામી રામતીર્થ અને કલાપી આપના ખાસ પ્રિય લેખકો થઈ પડયા છે.

એક આર્ય ગૃહસ્થને શોભાવે એવા ઉદાર અને દાનશીલ હૃદય ઉપરાંત જાતે ગોસેવન કરવાની ખાસ વૃત્તિ, બાહ્યાડંબર કે મોજશોખનો ત્યાગ આદિ આપના સદ્‌ગુણો, સમાગમમાં આવતાં સર્વ મનુષ્યોનાં હૃદયને આકર્ષે છે.

સાહિત્યપ્રીતિ અને ગુજરાતી સાહિત્યમાં ગ્રંથવૃદ્ધિ થતી જોવાની આપની ઉત્કટ ઈચ્છાને લીધે આપની સહાયથી પ્રસિદ્ધ થયેલો આ કાવ્યસંગ્રહ આપને અર્પણ કરૂં છું. જો કે તેમ કરવાની અને ચિત્રપટ મૂકવા દેવાની આપની અનિચ્છા મને અવિદિત નથી; પરંતુ ખાસ મારા સંતોષને અર્થે આપે તે સ્વીકાર્યું છે, તેથી ઉપકૃત થાઉં છું.

કૃષ્ણાં.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૩ | ચકમાં | ચક્રમાં |
| ૧૦ | ૧૮ | ધ્રુજાવીને | ધ્રુજાવીને |
| ૧૧ | ૧૨ | વ્હાલાંના | વ્હાલાંની |
| ૧૩ | ૧૦ | હદય | હૃદય |
| ૨૨ | ૧૬ | બાળવિના | બાળ રવિના |
| ૨૭ | ૭ | પતિ | પ્રતિ |
| ૩૭ | ૬ | તે | તે |
| ૪૫ | ૯ | કોઇ | કે |
| ૫૨ | ૧ | ચાટૂક્તિઓ | ચાટૂક્તિઓ |
| ૫૩ | ૯ | આસ્વાદ | આસ્વાદ |
| ૫૮ | ૧૧ | પ્રણુગ | પ્રણુય |
| ૫૯ | ૬ | ઊંડે | ઊંડે |
| ૬૩ | ૧૦ | સ્પર્શથી | સ્પર્શતી |
| ૬૪ | ૧૨ | તે | ને |
| ૭૧ | ૫ | શક્તિ | શક્તિ |
| ૭૬ | ૧૪ | મનાહર | મનોહર |

| | | | |
|---|---|---|---|
| ૭૮ | ૯ | અતરે | અંતરે |
| ૮૦ | ૩ | હાસ્ય | હાસ્યથી |
| ૮૦ | ૧૬ | કૈંક | કૈં |
| ૯૧ | ૧૩ | કું | કૈં |
| ૧૦૫ | ૨૦ | અતક્તિ | અતર્કિત |
| ૧૧૨ | ૧૨ | પ્રમપૂર્ણ | પ્રેમપૂર્ણ |
| ૧૧૬ | ૧૬ | ગયાં | ગયો |
| ૧૨૧ | ૨૧ | કૈંક | કૈં |
| ૧૨૮ | ૫ | બ પું | બાપુ |
| ૧૨૯ | ૧૩ | કૈંક | કૈં |
| ૧૩૪ | ૧૨ | માગે | માર્ગે |
| ૧૩૪ | ૧૪ | કૈંક | કૈં |
| ૧૩૬ | ૧૯ | શા શા | નહિ શા શા |



# निवेदन.

"કલ્લોલિની" અને "સ્રોતસ્વિની"નો સાહિત્યપ્રદેશમાં યથોચિત સત્કાર થવાથી મારાં કાવ્યોનો આ તૃતીય સંગ્રહ ગુર્જર કાવ્યરસિકોના હસ્તમાં મૂકતાં મને આનંદ થાય છે.

આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યોનું વિશિષ્ટ અને સમગ્ર સંગ્રહનું સામાન્ય તત્ત્વાવલોકન તેના સુંદર ઉપોદ્ઘાતમાં સુપ્રસિદ્ધ સાક્ષર અને ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી સાહેબ શ્રીમાન્ કૈશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ.એ કરેલું હોવાથી મારે વિશેષ કાંઇ કહેવાનું રહેતું નથી. મારાં કાવ્યો સંબંધે કશો ઉલ્લેખ નહિ કરવાની મારી ખાસ ઇચ્છા પણ એથી સિદ્ધ થઇ શકી છે.

યુરોપીય મહાવિગ્રહની સમાપ્તિ થવા છતાં મુદ્રણ-કાર્યનાં સાધનોની દુષ્પ્રાપ્યતા દૂર થઈ શકી નથી. એ સ્થિતિમાં આ સંગ્રહનું આટલું વહેલું પ્રાકટ્ય કેવળ સાક્ષર શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા એમ. એ. એલએલ. બી.ના ખાસ પ્રયાસદ્વારા મુંબઇનિવાસી વિદ્યારસિક શેઠ શ્રી ભવાનજી કરશનદાસ તરફથી મળેલા ઉદાર આશ્રયથી જ થઈ શક્યું છે. તેથી તે બન્ને મહાશયોનો હું ઉપકાર માનું છું.

પ્રારંભથી મારાં કાવ્યોમાં રસ લેનાર અને પ્રત્યક્ષ તેમજ પત્રદ્વારા એ સંબંધી ચર્ચાથી મને પ્રોત્સાહન

આપનાર મારા મિત્રો-સુરત મહિલાવિદ્યાલયવાળા રા. રા. અમૃતલાલ વલ્લભદાસ દાણી, બી. એ. તથા રા. રા. ભૂપતરાય ગોપાળજી મહેતા, બી. એ. તેમજ ભાવનગરનિવાસી રા. રા. બળવંતરાય ગોપાળજી મહેતા બી. એ. અને રા. રા. ચંપકલાલ ત્રિભુવનદાસ ત્રિવેદી, બી. એ. એ આ પ્રવૃત્તિમાં કરેલી યથાપ્રસંગ સહાયની નોંધ લેવાનું હું વીસરી શકતો નથી.

અસ્વસ્થ પ્રકૃતિ, સુદૂર સ્થિતિ અને ઈતર વ્યવસાયને લીધે બહુ કાળજી રાખ્યા છતાં મુદ્રની કેટલીક ભૂલો રહી જવા પામી છે; જે શુદ્ધિપત્રમાં દર્શાવવામાં આવી છે. પુસ્તક કે તેમાંનું કોઈ પણ કાવ્ય વાંચતાં પહેલાં તે પર દૃષ્ટિ કરવાની વાચક બંધુઓને ખાસ વિનંતિ કરવામાં આવે છે.

અંતમાં પોતાને અસાધારણ વ્યવસાય હોવા છતાં અત્યલ્પ સમયમાં આ સંગ્રહનું સાદ્યન્ત સૂક્ષ્મ અવલોકન કરી મનનીય ઉપોદ્ઘાત લખી આપવા માટે શ્રીમાન્ કૌશિકરામભાઈનો અને મુદ્રણપ્રવૃત્તિમાં સતત સહાય કરવા માટે સાહસિક પુસ્તકપ્રકાશક રા. જીવનલાલ અમરશી મહેતા, (અમદાવાદ) નો આભાર દર્શાવ્યા સિવાય આ નિવેદન હું પૂર્ણ કરી શકતો નથી.

બોટાદ.<br>અક્ષય્ય તૃતીયા, સં. ૧૯૭૭ } દામોદર ખુ૦ બોટાદકર.

# विषयानुक्रम.

# ઉપોદ્ઘાત.

---

સાહિત્યપ્રેમીઓને ઉત્તમ રસસામગ્રી પૂરી પાડનાર કવિવર શ્રીયુત દા. ખુ. બોટાદકરના "નિર્ઝરિણી" નામના કાવ્યપુસ્તકનો આજે સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ થાય છે. ગુણરાગી ગુણીઓનાં ચિત્તને પોતાના જ ગુણગણથી આકર્ષનાર તત્ત્વોથી ભરપૂર એ કાવ્યપુસ્તકને ઉપોદ્ઘાતની લેશ પણ જરૂર નહિ હોવા છતાં હું ઉપોદ્ઘાત લખવા સજ્જ થયો છું, તેનું કારણ એવી ભીતિ જ છે કે એટલું બંધુકૃત્ય જો હું નહિ કરૂં તો કેટલાક સજ્જન મહાશયો જેઓ એ કવિવરના અને મારા સ્નેહી છે તેમનાં અંતઃકરણ દુભાશે.

કવિ બોટાદકરના પક્ષમાં પૈસો તેમ પદવી બેમાંનું એકે નથી, પરંતુ આ વિલક્ષણ વિશ્વમાં એવો કોઇ નિયમ નથી કે ગુણાઢ્ય પુરૂષ ધનાઢ્ય હોવો જોઈએ, અથવા તો કાવ્યકર્તામાં અમુક પ્રકારની અમલદારી હોવી જોઇએ. અનેક મહાપુરુષો ઉતરતી સ્થિતિમાં ઉછર્યાનાં દૃષ્ટાન્ત ઇતિહાસપ્રસિદ્ધ છે, અને મારા પોતાના શ્લોકનો ઉતારો આપવાની મને છૂટ હોય તોઃ—

लज्जयन् गगनचुम्बिभिर्निज-
चिन्तनैः सकलसूरिसंसदम् ।
लेखिनीं समधिगन्तुमक्षमः
प्राप केऽपि पथि पंचतां कविः ॥

એવો પણ કોઈ સમર્થ કવિ હોઇ શકે કે જેની અંબરચુંબી કલ્પનાઓ સકલ કવિકુલને શરમાવી નાંખે એવી હોય, પરંતુ દરિદ્રતાના દુર્યોગે જેની પાસે લખવાની કલમ સરખી ન હોય અને રસ્તામાં પડેલી જેની લાસને ઉપાડવાનું કામ સુધરાઇખાતાને માથે આવી પડે!

આ પૂર્વે શ્રીયુત બોટાદકરે "કલ્લોલિની" અને "સ્રોતસ્વિની" નામની પોતાની સુંદર કાવ્યકૃતિઓથી વિદ્યાવિલાસી વાચકવર્ગને ઋણી કર્યો છે; "નિર્ઝરિણી" ની પ્રસિદ્ધિથી એ ઋણમાં અવશ્ય વૃદ્ધિ થઈ છે.

શ્રીયુત બોટાદકરની પ્રકૃતિ જેવી શાન્ત અને ગંભીર છે તેવીજ પ્રકૃતિ એમની કવિતાની છે. દોડધામ કે નાસભાગના અનિષ્ટ તત્ત્વનું દર્શન એમની કૃતિમાં કોઈ પણ સ્થળે થતું નથી. કવિતા વાંચનારને સ્પષ્ટ ભાન થાય છે કે કવિના હૃદયને અત્યન્ત નિરાંત હોવી જોઇએ, કવિનું અંતઃકરણ સ્વસ્થ અને એકાગ્ર હોવું જોઈએ. પોતાના બુદ્ધિબળ સાથે આ શાંતિ અને એકાગ્રતાના સુયોગથી કવિ બોટાદકર કથનીય વસ્તુને ચમત્કારિક પદોમાં કહી શકયા છે, અને એવી રચના કરી શક્યા છે કે જેની મોહિની સ્થાયી રહેવાનો સંભવ છે.

આકાશથી પાતાલપર્યન્ત અનિયંત્રિતપણે વિચરવાનો કવિની પ્રતિભાને પરવાનો હોય છે. શ્રીયુત બોટાદકરની પ્રતિભા પણ એ જ પ્રમાણે પૃથ્વી, વનસ્પતિ, જલ, અગ્નિ, આકાશ, આત્મા એ સર્વ પ્રદેશોમાં વિહાર કરે છે. પરંતુ એમનાં કવનનો મુખ્ય વિષય મનુષ્યના આધ્યાત્મિક ભાવો છે. અનેક વિષયોમાં રસ પડવો અને પડાવવો એ કવિમતિની વ્યાપકતા સૂચવે છે; અમુક વિષયોનો તલસ્પર્શ કરી તેમના ઉંડા મર્મો જાણી લઇ સુંદર ભાષામાં જનતાને જણાવવા એ

કવિમતિની સૂક્ષ્મતા સૂચવે છે. આ બન્ને લક્ષણ આપણા આ કવિમાં જોવામાં આવે છે.

આદિથી અંતપર્યન્ત આ કૃતિમાં બધું જ સુંદર છે, પરંતુ વિવેચનને અંગે અપેક્ષિત તારતમ્યની દૃષ્ટિથી જોતાં નીચેનાં કાવ્યોમાં મને વિશેષ ચમત્કૃતિ જણાઇ છે.

ઉષાનું ચિત્ર કેવું હૃદયંગમ દોરવામાં આવ્યું છે !

" વિજયના ધ્વજને ફરકાવતી,
" કંઇક તારકગેંદ ઉછાળતી;
" ચરણકેસરથી પથ પૂરતી,
" તિલકથી નભભાલ સુહાવતી."

પરંતુ એ ભવ્ય ઉષા કંઇ સ્થાયી નથી. એનો ઝટ લોપ થવાનો છે. છતાં એ લોપ પણ આશ્વાસનરહિત નથી.

" દિનમણિ મણિ શો અમને દઇ,
" અહહ ! ઉડી અચાનક તું ગઇ !
" સુખદ એ ઉપહાર શિરે ધરી,
" સરસ જીવનને કરશું સખિ !"

ઉષા ઉડી જાય છે ખરી, પરંતુ સૂર્યરૂપી રત્નને મૂકીને એનું જવું કેવળ શોકજનક નથી.

" ધ્રુવને " એ કાવ્યમાં કવિએ ધ્રુવને ઉદ્દેશી મનોહર કલ્પનાઓની પરંપરા પ્રવર્ત્તાવી છે. નીચેની કલ્પના કેવી સુંદર અને રમુજી છે!

" કે વ્યોમાંગણનો સુરક્ષક કરી સ્થાપ્યો તને ઇશ્વરે !
" જેથી વ્યોમચરો સહુ નિજ પથે મૂંગે મુખે સંચરે;

"ને સ્વચ્છંદ બની, પરસ્પર લડી, ના નાશ પામે કદી,
"એ કાજે બની કોટવાળ નભનો તું સજ્જ ઉભો અહિં."

"જ્વાલામુખી" આ એક હૃદયદ્રાવક કાવ્ય છે. જ્વાલામુખીનો અંતરાગ્નિ ફાટી નીકળતાં પશુપક્ષીઓ તો સ્થાનાંતર કરી શકશે, પરંતુ

"રસભરી નવલી વનવેલિઓ,
"ઉર ઉમંગવતી અલબેલીઓ;
"સકલ એ શરણાગત ક્યાં જશે?
"કયમ કરી નિજ પ્રાણ બચાવશે?"

*     *     *     *     *

"તરૂ વિષે વસતાં ખગશાવકો,
"અનવલંબન સુંદર અર્ભકો;
"પ્રકટ પાંખ નથી થઇ એમને,
"અરરર! એ જઇ ક્યાં શકશે હવે?"

"આવળનાં ફૂલને" એ કાવ્ય લખી કવિએ પોતાની સહૃદયતા ઉપરાંત સૂક્ષ્મ અવલોકનશક્તિ અને માતૃભૂમિભક્તિ સિદ્ધ કરી છે. કાઠિયાવાડના અરણ્યપ્રદેશમાં પ્રવાસ કરનાર કયા સહૃદય પ્રેક્ષકનું ધ્યાન વનદેવતાનાં કર્ણાભરણરૂપ આવળનાં પુષ્પોએ ખેંચ્યું નથી? એ વ્યતિકરને આપણા કવિએ

"દૂર અતિશય દૂર સુધી પથરાઇ રહેલાં,
"ઉંચી નીચી ડોક કરી કુતૂહલથી જોતાં;
"સોના કેરી પીત પાથરી ચાદર જાણે,
"બાળ રવિનાં પિંડ સમાં ચમકો ચોપાસે."

ઇત્યાદિ કાવ્યની શોભાથી શણગાર્યો છે.

"ગ્રામ્ય જીવન" આ એક અતિ મંજુલ ગેય પદ્ય છે. હિંદનું મુખ્ય મનુષ્યવિત્ત ગામડાંમાં રહેલું છે. અને શ્રીયુત બોટાદકરે ગ્રામ્ય જીવનને એવા સુંદર લલિત શબ્દોથી વર્ણ્યું છે, અને ઉચ્ચ ભાવનાઓથી અલંકૃત કર્યું છે કે ભવિષ્યના વિદ્યાર્થીઓ પોતાના નિબંધમાં ગ્રામજીવન તથા નગરજીવનનું તારતમ્ય દર્શાવતાં એની પંક્તિઓના ઉતારા આપશે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમાંની અનેક ભાવનાઓમાંથી પાંચ જ ભાવના આપણે લઇશું.

" અણુમોટચો જ્યાં અનિલ અહર્નિશ વન સુરભિભર વાય,
" સમય સમય સંમાર્જન કરતો મન મૂકી મલકાય."

\+ + + + +

" પુણ્ય પુરાતન આર્યજીવનનો અણુઆંધ્યો ઇતિહાસ,
" ચારૂ ચાંદનીમાં ઉચરંતી રમણી ખેલે રાસ."

\+ + + + +

" શાંત શર્વરીમાં સહુ પુરુષો ચર્ચે મળીને ચોક,
" શાણસ્પર્શ વ્હોણાં રત્નો શા શબ્દ તણા બહુ થોક."

× × × × ×

" જનભૂખ્યા જનનો જ્યાં પામે અતિથિ સત્કાર,
" અમરતણું જીવન અનુભવતાં, વીસરે નિજ પરિવાર."

× × × × ×

" જગકાસાર વિષે પંકજ શાં અણડૂબ્યાં એકાંત,
" વિકસિત હૃદય રમે રસસિંચ્યાં ડોલંતાં દિનરાત."

પવિત્ર પવન, રમણીરાસ, ગ્રામચર્ચા, અતિથિસત્કાર, હૃદયવિકાસ–એ ભાવનાપંચકનું શ્રીયુત બોટાદકરે એવું આકર્ષક વર્ણન

કર્યું છે કે તે વાંચી આપણે પણ તેમની સાથે ઉદ્દગાર કાઢવા પ્રેરાઈએ છીએ કે—

" મોક્ષનું માનવદુર્લભ ધામ,
" રહો એ અમર અમારૂં ગ્રામ."

"ગ્રામ્ય જીવન'ની સુંદર શૈલીપર રચાયલું બીજું કાવ્ય "આર્યસંસાર" નામનું છે. એમાં પણ મધઝરણી મધમાખની કલ્પના, જગતની નૈતમ નિશાળની કલ્પના, સ્વાર્થત્યાગ અને સંયમનું વર્ણન, સૂર્ય અને ગ્રહના આકર્ષણ સંબંધના સાદૃશ્યનું વર્ણન—સર્વ એવું સુભગ છે કે અવિભક્ત આર્યકુટુંબ વિષે આપણે પણ કવિ સાથે એવું વચન ઉચ્ચારવામાં સામેલ થઇએ છીએ કેઃ—

" અગણિત સુભગ શિખંડ સજેલો જેમ શિખી સોહાય,
" અગણિત અંશુ થકી નભ ભરતો દિનકર દિવ્ય જણાય.
" અખંડિત એમ રહી ચિરકાળ,
" આર્યકુળ ખેલે રાસ રસાળ."

કાવ્યની રચના સંસ્કૃતશબ્દમય હોય, છતાં કેવી લલિત, સુંદર અને સુબોધ બની શકે તેનું ઉદાહરણ "રાસ" એ કાવ્ય છે.

" તાલકૃતલાલિમાલસિતકરતલવતી "

એ જબ્બર સમાસ અર્થપરત્વે પારદર્શક હોત નહિ તો તે કદાપિ ગુર્જરગિરામાં ક્ષન્તવ્ય ગણાત નહિ. ઉપરાંત રાસરત યુવતીને દૂરથી બાળક રડવાના સ્વરના શ્રવણથી ઉપજેલો સંભ્રમ, ચપલ ગતિથી ઘર ભણી તેનું દોડી જવું અને બાળકને ધવાડી પાછું તેનું રાસમાં સામેલ થવું એ સૂક્ષ્મ સુંદર ભાવોના મનોજ્ઞ વાણીમાં વર્ણનથી એ કાવ્ય વિશેષ હૃદયંગમ બન્યું છે.

આર્યલગ્નસંબંધનું વર્ણન કરવા જતાં આપણા કવિએ શૃંગારરસની વેદિપર તે સંસ્કારની પવિત્રતાનો હોમ કર્યો નથી એ એમની કવિતાનું ખાસ ભૂષણ છે. "મોડ," "કરગ્રહણ," "વરવધૂને," "પત્રપ્રતીક્ષા," "પત્રદર્શન" એ પાંચ કાવ્યો એ સમુદાયમં ખાસ ધ્યાન ખેંચે એવાં છે.

" દઇ એ કરમાં કર શોધ દઈ,
" રચજે રસસંપુટ સ્વસ્થ થઈ;
" મહિં સાચવજે શુચિ સ્નેહમણિ,
" તુજ જીવનથી પણ શ્રેષ્ટ ગણી."

રસસંપુટમાં સ્નેહમણિસંરક્ષણની કલ્પના કેવી ભવ્ય છે!

" અસુ અસુમાં, હૃદય હૃદયે, જીવનમાં જીવ જોડીને,
" અકલ અદ્વૈતની સિદ્ધિ પ્રણયથી પામવા માટે."

प्राणैस्ते प्राणान्संदधामि એ વિવાહવિધિના મંત્રનું આ સુંદર ભાષાન્તર છે.

" પધારો દિવ્ય પંખીડાં! પરસ્પર ભેરવી પાંખો.
" અતટ આકાશને અંકે ઉમંગે ઊડવા માટે."

આ લગ્નોદ્દેશ કેવો ઉદાત્ત છે, અને શબ્દરચના કેવી મનોહર છે!

"પત્રપ્રતીક્ષા"માં દયિતાના હૃદયની તાલાવેલી સાથે આશાપાશની પ્રબલતાનું અને "પત્રદર્શન"માં મનોરથ સિદ્ધ થતાં હૃદયના છલકાઈ જતા આનંદનું તાદશ વર્ણન કરવામાં આવ્યું છે. માનસશાસ્ત્રનાં અનેક સૂક્ષ્મ તત્ત્વોનું દર્શન એ કાવ્યમાં તે શાસ્ત્રના અભ્યાસકોને થશે.

" જતો દૂરે દૂરે અહહ! ફરી પાછો નવ વળ્યો,
" બિચારી બાળાનો હૃદયશ્રમ સૌ નિષ્ફળ ગયો!

" ઘડીમાં સંતાપો અહિતશતના કૈં મચી રહ્યા,
" રડાવી, સંતાપી, વ્યથિત ઉરને એ કરી રહ્યા.
" વિશ્વાસ ના હજુ આવે ! પત્રાભાવ ન સંભવે,
" દૂતની પાછળે દોડી જવા એ ચિત્ત ઉછળે."

+ + + + +

" ગ્રહી પત્ર ઉખેડતી આંગળી એ,
" સ્થિરતા ધરી ના શકતી ઘડીએ;
" પણ આખર દૂર થયો પડદો !
" પ્રિયનો પ્રિય પત્ર બહાર પડ્યો !
" ઘડી આદિ જુએ, ઘડી અંત જુએ!
" ઘડી મધ્ય વિષે કંઇ દૃષ્ટિ કરે;
" નહિ વાચનનો ક્રમ સાચવતી,
" રહી વાંચતી તોય ન વાંચી શકી !"

+ + + + +

" ઘડી ચાંપતી ઉત્સુક અંતરથી,
" ઘડી ચૂમતી મુગ્ધ બની મુખથી;
" ઘડી સ્તબ્ધ બની વળી જોઇ રહે,
" ઘડીમાં હસતી જતી કાંઇ કહે !
" પ્રતિ અક્ષરમાં, પ્રતિ શબ્દ વિષે,
" પ્રતિ પંક્તિ વિષે, પ્રતિ વાક્ય વિષે;
" પ્રિયની મનમોહક મૂર્તિ વસે,
" રસગુંજનથી રસ ભવ્ય ભરે."

× × × × ×

" મુનિ પાણિનિના ભટ દીક્ષિત શી,
" સમ વ્યાસ તણા શુચિ શંકર શી;
" રસસૂત્ર સમાં સહુ વાક્ય ગ્રહી,
" ઉરથી કંઈ ભાષ્ય ભલું રચતી."

" નવું વર્ષ " એ એક બોધક કાવ્ય છે. અંતઃકરણની કેવી સ્થિતિ રાખવાથી પ્રતિદિન દીવાળી વિલસી રહે એ તેનો વિષય છે.

" મૃત્યુને " એ કરુણરસમય કાવ્ય સગાં સંબંધીઓને નિષ્ઠુરપણે ઉપાડી જનાર મૃત્યુને તીવ્ર ઉપાલંભ આપે છે. " વિષમોપચાર " એ પણ એટલું જ કરુણ કાવ્ય છે, અને આંતર અસાધ્ય વ્યાધિના શમનપરત્વે લૌકિક ઉપાયોનું વૈયર્થ્ય સૂચવે છે. " મુમૂર્ષા " અને " સાન્ત્વન " એ કાવ્યોમાં તત્ત્વજ્ઞાનની શીતલ છાયા જોવામાં આવે છે. પ્રથમ કાવ્યમાં ભવપ્રવાસને અંતે આવી પહોંચેલા જીવાત્માના આનંદનું મધુર વર્ણન છે. દ્વિતીય કાવ્યમાં સંસારના પ્રતિકૂલ વ્યતિકરોને જ્ઞાનદષ્ટિથી સહન કરવાનો મિષ્ટ ઉપદેશ છે. " ઉર્મિલા " કાવ્યમાં લક્ષ્મણવિયુક્ત ઉર્મિલાએ અસાધારણ ધૈર્યથી કરેલા વિયોગવિપત્તિના મૂક સહનની યોગ્ય સ્તુતિ કરવામાં આવી છે.

" બુદ્ધનું ગૃહાગમન, " " એમલવાળો, " અને " મહામારી " એ ત્રણ લાંબાં કાવ્ય છે. પહેલામાં શાંતરસ, બીજામાં વીરરસ અને ત્રીજામાં કરુણારસ વિલસે છે. ત્રણે કાવ્યો ઉત્તમ કાવ્યકલાના નમુના છે. અને તેની ચમત્કૃતિઓ એટલી બધી છે કે તેનું વર્ણન કરતાં આ ઉપોદ્ઘાત જોઇએ તે કરતાં વિસ્તારવાળો બની જાય, તેથી એ કાવ્ય સંબંધી વાચકવર્ગને એટલું જ સૂચન છે કે તેનો પુનઃ પુનઃ આસ્વાદ લેવા ચૂકવું નહિ.

" નિર્ઝરિણી " નાં ઉત્તમ તત્ત્વોના દિગ્દર્શન માટે આટલું કથન પર્યાપ્ત છે. શ્રીયુત બોટાદકરે સંસ્કૃત સાહિત્યનું સારી રીતે અવગાહન કર્યું છે, અને એમના અભ્યાસની ઉંડી છાપ એમનાં

કાવ્યોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. સંસ્કૃતના પ્રતિષ્ઠિત કવિઓને પોતાનાં કાવ્યનું ભાષાન્તર ગુજરાતીમાં કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોત તો તેમની કૃતિ કેવું રૂપ ધરત તેનો ખ્યાલ શ્રીયુત બોટાદકરની શિષ્ટ સંસ્કારવાળી વાણી આપે છે, વિવિધ ભાવોથી એમનું અંતઃકરણ વિંધાયું છે અને બીજાનાં અંતઃકરણને તેઓ વિંધી શકયા છે. એમની વાણી વિદ્વત્તાની પ્રતિષ્ઠાવાળી હોવા સાથે સર્વત્ર ક્ષીણામણ વિનાની છે. અને સરલતાની શોભાવડે સંપન્ન હોવા સાથે સ્થળે સ્થળે ચિરંજીવ પંક્તિઓથી વિરાજમાન છે. આ કવિવરની જેવી શબ્દપ્રભુતા છે તેવી વૃત્તપ્રભુતા પણ છે. શત્રુંજયનું વર્ણન કરતાં એ પ્રૌઢ વિષયને અનુસરતું પ્રૌઢ સ્રગ્ધરાવૃત્ત એમણે પસંદ કર્યું છે. તો "પત્રદર્શન" કાવ્યમાં "હરિણીસમ છલંગ" ભરતી યુવતીનો ઉમરાઇ જતો આનંદ વર્ણવતાં તેવી જ છલંગ મારતું તોટકવૃત્ત એમણે ચુંટી કાઢયું છે.

આ કલાધર પોતે એક સ્થળે કહે છે તેમ કવિઓ "પ્રણયના મોહક મંત્રો" લલકાર્યા કરે છે. પછી જનતા તેમની કદર કરે કિંવા ન કરે. તે પ્રમાણે આપણા આ કવિકોકિલ કમનીય કૂજન કરી કૃતકૃત્ય થયા છે. એ કૂજનની યોગ્ય પિછાન રાગદ્વેષરહિત ઉદાર દૃષ્ટિથી કરવી એ સાહિત્યવિલાસીઓનું કર્તવ્ય છે.

અંતમાં અખિલેશ્વર પ્રતિ એટલી જ અભ્યર્થના છે કે સત્પ્રણયના ઉપાસક આપણા આ કવિવર આ અવનિમંડળ ઉપર ચિરાયુ રહી પોતાની પ્રસિદ્ધ કાવ્યત્રિપુટીથી વિરામ ન પામતાં "**તરંગિણી**" "**તટિની**" આદિ નવીન કૃતિઓથી ગુર્જરગિરાને સમૃદ્ધ કરવા તથા પોતાના "ભિંજાયેલા ઉરેથી જગત ભિંજવવા" સદા ઉદ્યત રહો!

**ભાવનગર,**
**ચૈત્ર કૃષ્ણ અષ્ટમી**
**સં ૧૯૭૭.**

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.**

# निर्झरिणी.



## वंदन.

( શિખરિણી. )

કટાક્ષે જોતાં જે વિષ થકી સુધાવર્ષણ કરે,
અને અગ્નિમાંએ શત શશી તણું શૈત્ય સરજે;
સ્મૃતિ જેની સ્હેજે દૃઢ નરકનાં બંધન હણે,
સ્મરૂં, વંદું, સેવું પ્રભુ પ્રકટ તે સત્પ્રણયને.

---

## उषा.

( દ્રુતવિલમ્બિત. )

તિમિર કૈં દૃઢતા ત્યજતું હતું,
નિધનદર્શનથી ડરતું હતું;
જગતની ચિર નિંદ નિવારતો,
અનિલ શીત ઘરોઘર ઘૂમતો.

તમચમૂ સહ યુદ્ધ કરી કરી,
શ્રમિત સોમ વસ્યો શિબિરે જઈ;

વિરલ વીર સમા કંઇ તારલા,
અહિં તહિં રણુરંગ નિહાળતા.

અજબ ઉજ્જવલ કો અવતારનાં,
શકુન મંગલ હૈં પ્રકટી રહ્યાં;
મધુર ગાન વિહંગ ઉચ્ચારતાં,
સમય સન્મુખ જોઈ વધાવતાં.

કંઈ પ્રકાશ પડે નભ પૂર્વમાં,
કુતુકથી નિરખી રહી સૌ દિશા;
ઝળહળે રસપૂરિત રક્તિમા,
હસતી આવતી કો સુરકન્યકા.

વિજયના ધ્વજને ફરકાવતી,
કંઇક તારક ગેંદ ઉછાળતી;
ચરણુકેસરથી પથ પૂરતી,
તિલકથી નભભાલ સુહાવતી.

રસભરી સુરશૈશવની છવિ,
જગતને કુતુકાર્થ બતાવતી;
વદન દિક્સખીનાં વિકસાવતી,
ભરિત દૈંટ ગુલાલ ઉડાવતી.

પણ દશા પળમાં પલટી ગઈ !
સ્મિતવતી શિશુતા વણુસી ગઈ;

૩

ઉર ઉદાસ અચિંત્ય બની જતાં,
વદન વ્યાપતી ઘોર ગભીરતા.

વિમલ ક્રીડન સર્વ વહી ગયું !
તરૂણીનું પદ શું પળમાં મળ્યું ?
નવલ ગર્ભવતી ગૃહિણી સમી,
પ્રબલ પાંડુરતા ધરતી થઈ.

ક્ષણિક જીવનનું સુખ સર્વથા,
કૃતિ ન કાળ તણી થતી અન્યથા;
વિબુધવર્ગ તણી પણ એ દશા,
કથવી શી તહિં માનવની કથા !

અમર અર્ભકને અવતારવા,
જગતને અભિવાંચ્છિત આપવા;
શરણ મૃત્યુ તણું ઉરથી સહે,
અમલ માનસનો શુચિ પંથ એ !

દિનમણિ મણિ શો અમને દઈ,
અહહ ! ઊડી અચાનક તું ગઈ !
સુખદ એ ઉપહાર શિરે ધરી,
સફલ જીવનને કરશું સખિ !

પણ મનોહર એ છવિ મીઠડી,
નહિ જશે ઉરમાં રહી જે જડી;
સહજ સુંદર નિર્મલ હાસ્ય એ,
વીસરશે ઉર ના કદીએ ઉપે !

## ધ્રુવને.

( શાર્દૂલવિક્રીડિત. )

ચોંટી વ્યોમ તણા વિશાળ વપુને ન્હાના કરોથી રહ્યો,
શું ઉંડો ભય કૈં અધઃપતનનો એ અંતરે ઉદ્ભવ્યો ?
રે ! વ્હાલા ધ્રુવ બાલુડા ! ચરણથી શીખ્યો ન શું ચાલવા ?
છોડીને નિજ સ્થાન ના ઉર થકી અન્યત્ર ઇચ્છે જવા ?

આ જો ! તારક સૌ વિનોદ વરતા સ્વચ્છંદ કેવા સરે ?
ગાઢા વ્યોમવને વિહાર કરતા અન્યોન્ય મીઠું હસે;
એ જોતાં પણ શું તને ગમનની ઇચ્છા ન ક્યારે થતી ?
નિત્યે એક જ સ્થાનમાં નિવસતાં મુંઝાય શું ના મતિ ?

દેખી પૂર્ણ પ્રતાપ સૂર્યશશિનો એ સ્થાનને પામવા,
એ ઉંચા અધિકારનાં અવનવાં કૈં કૈં સુખો સેવવા,
શું વ્હાલા ! દૃઢ ચિત્તથી તપ તપે ઐશ્વર્યને ઇચ્છતો ?
સંભારી ફળ પૂર્વના સુતપનું સામ્રાજ્યલોભી થયો ?

કિંવા તારકસૈન્યનો નભ વિષે સેનાપતિ તું હશે !
દેખી નિશ્ચલતા અવશ્ય પ્રભુએ એ સ્થાન આપ્યું હશે !
તેથી આ ઉડુસૈન્યને અહિં તહિં તું ચક્રમાં ફેરવે,
ને ઉભો રહી યુદ્ધની સહુ કળા એ સર્વને શીખવે.

કે શું શિક્ષક બાલ તારક તણો વિદ્યા ભણાવે કશી ?
ઉભા અર્ભક સર્વ વીંટી તુજને શિષ્યત્વ સાચું ગ્રહી;
તો એ પાઠ લગાર ઉચ્ચ સ્વરથી તું બાલુડા ! બોલજે,
એ સ્વર્ગીય સરસ્વતી અમ ઉરે વ્હાલા ! જરા રેડજે.

કે વ્યોમાંગણનો સુરક્ષક કરી સ્થાપ્યો તને ઈશ્વરે !
જેથી વ્યોમચરો સહુ નિજ પથે મુંગે મુખે સંચરે;
ને સ્વચ્છંદ બની, પરસ્પર લડી ના નાશ પામે કદી,
એ કાજે બની કોટવાલ નભનો તું સજ્જ ઉભો અહિં !

આ તારા ભમતા રહી જગતની ના લેશ દેખે સ્થિતિ,
તે દેખી ખરી તું શક્યો નિજ પદે વ્હાલા ! ચિરંવાસથી;
એથી હા ! અમ સર્ગની અધમતા આવી તને અંતરે,
તેના કાંઈ ઉપાયની ઉર થકી શું શોધ ઉભો કરે ?

કે મૃત્યુંજયમંત્રસાધન થકી તું મૃત્યુ જીતી ગયો,
ને એ મંત્ર શુણાવવા જગતને ઉભો ઉમંગે રહ્યો ?
કિં તુ મોહમમત્વમાં વિલસતી વૃત્તિ અમારી સખે !
તેમાં એ શુચિ મંત્ર મૃત્યુ હરતો ના સ્થાન પામી શકે !

કિં વા દેવભૂમિ તણા પથિકના સત્કારને કારણે,
તું ઉભો બની દ્વારપાલ સુરના સંસ્થાનને બારણે;
તો દૈવી જન દિવ્ય એ પદ તણા ભોગી થવાના હશે,
તે તારા કંઇ કાળમાં સુખભર્યા સામીપ્યને સેવશે.

કે ત્રિસ્વસ્થિત પૂર્વભુક્ત પદવી શું રાજ્યની સાંભરી?
કૂદીને અમ પાસ આવી પડવા હા ! વૃત્તિ તારી થઈ?
તો એ પામર વાસના હ્રદયથી તું સર્વદા છોડજે,
પામી ઉન્નતિ, પાતની વિષમ ના વૃત્તિ કદી વાંચ્છજે!

ઉંડા ક્લેશ અને અનેક ભયમાં આ વિશ્વ ડૂબી રહ્યું,
ને ભુંડાં કંઈ કર્મબંધન વડે બંધાઈ બેસી રહ્યું;
તેની સંગતિ ઊજળી અચલતા આ સદ્ય સંહારશે,
ને નીચી સરણિ નિરંતર તને નીચત્વમાં નાંખશે.

---

## पतंग.

( હરિણી. )

ગગનપથમાં ઉંચે ઉંચે વિહાર કરૂ ભલે,
નગ, નગર ને વૃક્ષો કેરા શિરે વિચરૂ ભલે;
સતતગતિના સિંધુ માંહે સહર્ષ તરૂ ભલે,
હ્રદયતલમાં ઉંચા ભાવો અનેક ભરૂ ભલે.

પણ પળપળે રોકી રાખે અહી ઉર દોર આ,
ગમન કરવા સ્નેચ્છાથી એ ન દે તનને જરા;
અમરપથનાં ઉડ઼ીનોને અરે અટકાવતો!
ઉર નવ ચડે તોએ નિત્યે નઠોર નચાવતો.

કુદરત તણી મોંઘી લીલા ઘડી અવલોકતાં;
સુરહૃદયની શાંતિ કેરૂં કંઈ સુખ સાધતાં;
મૃદુ લહરિઓ વાયુ કેરી સુશીતલ સેવતાં,
કંઈક કવનો એ આનંદે ઉરે ચડી આવતાં.

સ્થિર હૃદયમાં હા! ઓચિંતો પડી ઝટકો નડે,
પરવશપણું હૈયા કેરૂં ક્ષણેક્ષણ સૂચવે;
સ્મરણ જગના સંતાપોનું દઈ દઈ માનસે,
અધમ પથમાં ખેંચી લેવા મહા બળથી મથે.

મલિન જગની છાયા છોડી જવા નહિ દૂર દે,
સુરસદનને ઝાંખી જોવા ઘડીભર દે ન એ;
પળ વહી જતાં નીચે નીચે જવું પડશે અરે!
વિષમ ભય એ વારે વારે વસી મન મુંઝવે.

જન જગતનાં રાચી રે'તાં ભલે મુજ નર્તને,
સ્વર હૃદયનો કર્ણે ધારી ભલે હરખે હસે;
થરથર થતું કંપે હૈયું, નહિ નહિ નાચ એ,
વિવશ ઉરના એ આક્રંદો, ન ગર્જન એ દીસે.

પરકર દઈ જીવાદોરી પછી હસવું કશું ?
પરવશ થઈ સ્વેચ્છાચારી બની ધસવું કશું ?
પ્રતિપદ વિષે ભીતિ ભુંડી રહે ઉર પાતની,
મધુર કવનો એ હૈયામાં શકે કયમ ઉદ્‌ભવી ?
અમરપથની આ ઓચિંતી જશે હમણાં મજા,
હૃદયરસ આ જોતાં જોતાં જશે ઢળી ધૂળમાં;
અધમ કર એ આકર્ષીને ઘડી પછી પાડશે,
નિઠુર હૃદયો લૂંટી મારૂં મહા સુખ, મ્હાલશે.
કંઈક કરતાં તૂટો તૂટો હવે દૃઢ દોર આ !
હૃદય સહસા છૂટો છૂટો કુસંગતિથી અહા !
પરશરણ આ છૂટયે છોને જગત્સુખ ના મળે !
તન ભટકતાં સિંધુ કેરા ભલે હૃદયે ભળે !
ભડભડ થતા અગ્નિ માંહે ભલે જઈ એ બળે,
ગિરિકુહરની ઉંડી ઉંડી શિલાં પર છો પડે;
મૃદુલ ઉરમાં ચીરા ઉંડા ભલે પળમાં પડે,
જીવન સઘળું ને એ રીતે સમાપ્ત ભલે બને.
પણ અધમ આ વૃત્તિ કેરો વિનાશ અહા ! થશે,
પરકર વસી નાચી રે'વું અવશ્ય મટી જશે;
રૂદન કરવું વ્યોમે પેસી નહિ પછીથી પડે,
ભ્રમણ ભવના બંદી રૂપે નહિ કરવું રહે.

૯

# શત્રુંજય.

( સ્રગ્ધરા. )

ભિંજાયેલા ઉરેથી જગત ભિંજવતો સ્નેહભીના કવિ શો,
ભાનુંના આગમાર્થે વન, ગિરિ, નગરો છાંટવા ચિત્ત ચ્હાતો;
મુક્તાના સ્વસ્તિકોથી તૃણ, કુસુમ, તરૂ, પત્રને પૂજનાર,
આછેરા અભ્ર જેવો દશ દિશ ધસતો એકલો આ તુષાર.

તે મધ્યે આ હિમાદ્રિવિરહવિપદના શોકથી સ્તબ્ધ જેવો,
ઉંચી દૃષ્ટિ કરીને જનકપથ ભણી ધ્યાનથી જોઇ રે'તો;
દેવો ને માનવોના મધુ મિલન તણા સ્થાન સંકેત જેવો,
દૈવી વૈમાનિકોના વિરતિભવન શો સિદ્ધ શૈલેશ ઊભો.

દેખીને શષ્પ સ્વાદુ, સલિલ બહુલતા, વૃક્ષની વાડીઓને,
ઉતાર્યો સ્વર્ગમાંથી નિજ ગજપતિને વાસવે વ્યોમ વાટે;
તે તો સંતૃપ્તિ એવી અચલ બની રહ્યો નંદનાનંદ છોડી,
હારીને ઇંદ્ર પાછો અમરપુર વિષે હા ! ગયો આશ મૂકી !

તોએ વિસારતાં એ ક્ષણ નવ વીસરે આંગણે ઉછરેલો,
પાળેલો પૂર્ણ પ્રેમે, પ્રતિ સમરપથે વાહરૂપે વસેલો;
તેથી પૃષ્ટે પનોતું નગર નિરમીને દિવ્ય દેવાલયોનું,
દેવોના વૃંદ સંગે સુર–શચિપતિએ શું અહિં સ્થાન કીધું ?

ઓઢેલી ઝુલ્ય લીલી, પદસરણિ તણી મધ્ય રાજે કિનારી,
ને ચારૂ ચોતરાઓ પથિક વિરતિના શ્વેત ગુચ્છા સુહાગી;
ડોલંતો મસ્ત વાયુ શ્રમ સહજ હરી સ્પર્શથી શૈત્ય આપે,
ને ઇંદ્રોદ્યાન કેરી કુસુમસુરભિથી દોષ દૂરે હઠાવે.
સૃષ્ટિનો સંગ છોડી ભયરહિત તૃણો નાચતાં નવ્ય હર્ષે,
તેને ભેટી ભુજાથી અનિલ ઉલટતો તીવ્રવેગી તરંગે;

ને આ લીલી લતાઓ તરૂશરણ ગ્રહી હિંચતી શી હિંડોળે !
દેખી આનંદ એનો પ્રણયરસભર્યાં મસ્ત શાં વૃક્ષ ડોલે !
આઘાતો કૈં જનોના, વનપશુગણના શાંત ચિત્તે સહીને,
દુભાયેલાં, ડરેલાં, પરવશ સરખાં પૃથ્વીનાં પાદપોને;

સ્વર્ગીયાનંદ સારૂ નિકટ નિવાસવા સદ્ય બોલાવવાને,
આ વૃક્ષો વ્હાલસોયાં દશ દિશ ફરતી ડાળીઓને હલાવે.
શોણું આ કુંડ કેરૂં સલિલ સ્થિર બની શાંત એકાંત સેવે,
તેને ધીમે રહીને રવિકર રસિલા આપી ઉષ્મા જગાવે;

ને પેલો વાયુ વેગે વ્યજન વિરચતો ઉષ્ણતાને ઉડાવે,
એ સ્પર્ધા જોઈ મીઠી હસી હસી હળવે વારિ નાચે વિનોદે.
ઉંચે ઉંચે અહો ! આ શુચિતર શિખરો લોક બેને વિલોકે,
ધ્રૂજાવીને ધ્વજાઓ, કનક કલશની કાન્તિથી ચિત્ત ચોરે;
ને ઘેરો દુર્ગ ઉંચો અડગ સુભટ શો શૈત્ય સંતાપ સ્હેતો,
રક્ષાર્થે રમ્યતાની અનિમિષ નયને, એક પાદે ઉભેલો.

આ પ્રાસાદો અનેરા કર દઈ કરમાં રાસ રંગે રચીને,
ઉભા દેવાંગનાનાં રસિક હૃદયનાં ઝીલવા ગાન હર્ષે;

ચિત્રોનું ને કલાનું, વિવિધ હૃદયના ભાવ ને વૃત્તિઓનું,
સૌંદર્યોનું, રસોનું ઉચિત ખચિત આ સંગ્રહસ્થાન સાચું..
ગંધદ્રવ્યો અમૂલાં, કંઇ કંઈ કુસુમો શાંતિ આપે સુવાસે,
ઘંટાના ઘોર ઘેરા ગગન ગજવતા સ્પર્ધતા સામ સામે;

તોએ એકાંતનું ને કવિહૃદય તણી વીચિઓ વાધવાનું,
ભક્તિની ભવ્યતાનું, અચલ વિરતિનું સ્થાન શોભે સદાનું.
શેત્રુંજી આ સમીપે રવિકરધવલા નીક ન્હાની સમાણી,
દેખીને વીર કેરો વિભવ વિબુધ શો, શી થતી હર્ષઘેલી !

ભાવે હૈયું ભરાતાં ગમન વીસરતી શાંત ઉભી જણાય,
વ્હાલાંના વૃત્તિઓમાં નિયમ જગતના સર્વથા ના સમાય !
આઘેથી આવતી એ નિરખી ભગિનીને યોગ્ય આતિથ્ય માટે,
ઉભો આહ્વાન દેતો પરવશ પ્રણયે મૂકવત્ શૈલ સામે;

ભાઈની ભૂતિઓમાં નહિ ભગિની તણો ભાગ વિશ્વે વિચાર્યો,
એ મર્યાદા સ્વીકારી વિશદ હૃદયની બ્હેન દૂરે રહે જો !
ને બંધુબ્હેન કેરૂં મિલન મુદભર્યું મૌનવન્તું નિહાળી,
આ પેલો દૂર ઉભો જલનિધિ જડ શો ઉગ્ર આશ્ચર્ય પામી;

સંકેલ્યા શું તરંગો, ઘનરવ સરખી ગર્જના છેક છોડી ?
વ્હાલીની વાટ જોતાં શયિત બની ગયો શ્વેત શી સોડય તાણી !

ન્હાનાં શાં ગામડાંઓ સઘન તરૂ તણા ઝુંડ માંહે છુપાઈ,
આશ્ચર્યોના નિધિને, દૃઢ તપ તપતા યોગીને નેત્ર મીંચી;
બીધેલાં બાળ જેવાં ઘડી ઘડી નિરખી, સર્વ ચેષ્ટા સમાવી,
આ ઉભાં આસપાસે ક્ષિતિજઉર પરે શાંત વૃત્તિ સ્વીકારી.

શાંતિના ધામ જેવો, સતત શરણ ને દર્શને શાંતિ દેતો,
ઉંચા યોગીશ્વરોએ અભિમત વરવા એ થકી યોગ્ય માન્યો;
ભૂલાયે વિશ્વ વેગે, અમરહૃદયનો ઉચ્ચ આનંદ આવે,
ને મોંઘી મુક્તિ કેરા પુનિત ચરણને સ્પર્શતાં હર્ષ વાધે.

---

## ज्वालामुखी.

( દ્રુતવિલંબિત. )

અનલના ભડકા ઉરમાં બળે,
પ્રબલ તાપ થકી તનડું તપે;
મલિન ધૂમ્ર નિરંતર ધૂંધવે,
અરર ! માનસને મસ મૂંઝવે.

અવનવા ભભુકા ઉર ઊઠતા,
પળપળે બળમાં વધતા જતા;
હૃદય માંહિ શમાવી શકાય ના,
પથ વિના કદી બ્હાર કઢાય ના.

સહન એ પરિતાપ ઘણો કર્યો,
કઠિન નિત્ય બની હૃદયે ધર્યો;
નયન, દંત અને મુખબંધથી,
ગળી ગયો ઘમસાણ ધરી ધૃતિ.

હૃદયરોદન ના જરીએ કર્યું,
નયનથી જલ ના કદી નીસર્યું;
ન પ્રતિકારવિચાર કશો કર્યો,
સહનનો જ વિચાર સદા રહ્યો.

કંઈ અચાનક જ્વાલ જલી પડે,
હૃદયદેશ સમગ્ર ફરી વળે;
ઘડીક શાંત બની બળ સંઘરે,
દ્વિગુણ કોપ થકી ફરી ઉદ્ભવે.

સહન હાય ! ન થાય હવે જરી,
સહનશક્તિ બધી સળગી ગઈ;
ક્ષણ જતાં સહસા ઉર ફાટશે,
મુખ સહસ્ર થકી જગ રેલશે.

ચરર અંતર આમ ચીરાય છે,
તન તણું પણ ભાન ભુલાય છે;
નહિ વિવેક હવે ઉરમાં વસે,
સ્મરણ વિશ્વ તણું સઘળું ખસે.

અયિ ! ઉરે રમતાં, કંઇ કૂદતાં,
રસભર્યાં પશુઓ ! તૃણ સેવતાં;
કલરવે ઉરને અનુરંજતાં,
અયિ ! વિહંગ ! સદા રસ સીંચતાં.

અતિથિઓ મુજ દીન નિકેતનાં,
શરણથી સુખ સંતત સેવતાં;
હઠી જજો ! કંઇ દૂર વહી જજો !
સમય જોઈ ઉરે સમજી જજો !

અનલ અંતરનો અહિં ઉઠશે,
જરૂર એ તમને પણ બાળશે;
અવર નિર્ભય સ્થાન વિષે વસો,
જ્વલિત આ સ્થળને પળમાં ત્યજો !

વિહગ ને પશુઓ વહી હા ! જશે,
મધુર જીવન એમ બચાવશે;
પણ અરે ! પ્રિય કોમળ પાદપો,
હૃદયસંગ જડયાં મુજ બાળકો.

રસભરી નવલી વનવેલિઓ,
ઉર ઉમંગવતી અલબેલિઓ;
સકળ એ શરણાગત ક્યાં જશે ?
કયમ કરી નિજ પ્રાણ બચાવશે ?

મુજ વ્યથા ઉર એ નથી જાણુતાં,
વિષભર્યું ન ભવિષ્ય વિલોકતાં;
વિમલ માનસથી હજુએ હસે,
અજબ નર્તન ભાવભર્યાં કરે.

શરણુ અન્ય નથી કદી એમને,
હૃદયનો નહિ સંગ ત્યજી શકે;
સમય એક જ એ સમજી રહ્યાં,
કુટિલ કાળ તણી ન શુણી કથા.

તરૂ વિષે વસતાં ખગશાવકો,
અનવલંબન સુંદર અર્ભકો;
પ્રકટ પાંખ નથી થઇ એમને,
અરર ! એ જઈ ક્યાં શકશે હવે ?

જનનીનો પથ નિત્ય વિલોકતાં,
નહિ શીખ્યાં ચરતાં, મુખ બોલતાં;
નહિ બચાવ જડે ઉર એહનો,
હૃદય રંક રડે અતિશે અહો !

સલિલ નિર્ઝર આ ઉરથી સરે,
નવ કુતૂહલથી રસિલું રમે;
વિમલતા વહી એ ઉરની જશે,
સહજમાં તન શુષ્ક બની જશે.

સકળ સંકટ એ સમજી શકું,
પણ ઉપાય ન કાંઈ કરી શકું;
અયિ ! તરૂ, તૃણ ને ખગઆળકો !
અધમ હું તમ કાળ હવે બન્યો !

અમિત એ અપરાધ ક્ષમા કરો !
અવદશા મુજ અંતરમાં ધરો !
શરણ દુષ્ટ તણાં ફળ ભોગવો !
હૃદય ઉપર રાખ બની રહો !

પણ હવે રડવું ઉરથી કશું ?
અફલ જલ્પન અંતરનું બધું;
ઉછળ અંતર ! જા સળગી હવે !
ઈતરથા ન નિરાંત તને મળે.

અનલ ! આતુર ઊઠ ઉતાવળો !
પ્રબળ તાપ હવે પ્રકટી પડો !
થઇ કૃતાર્થ વધો જગ રેલવા,
અધમ જીવન શૂન્ય બનાવવા !



# વૈફલ્ય.

( શિખરિણી. )

સુધાસ્વાદુ, શીળું, વિમલ હૃદયે વારિ વહતી,
પિપાસુ પંથીનાં સતત ઉર સંતૃપ્ત કરતી;
કિનારે ઉભેલાં કંઇક તરૂને પોષણ દઈ,
જતી જો! ઉત્સાહે પ્રિયપથ ભણી રમ્ય તટિની!

સુભાગી સિંધુના ઉર મહિં અભેદે વિરમવા,
અને એ વ્હાલાને પરિણયપથે પ્રાપ્ત કરવા;
અકારા અગ્નિ શો વિરહ બહુ કાળે બુઝવવા,
પળે પ્રીતિ કેરે પુનિત પથ, સૌભાગ્ય સજવા.

ભરેલા ભીતિથી સઘન વનનો ના ભય ધરે,
અને વાંકી ચુંકી સરણિ પણ સ્હેજે અનુસરે;
અહો! પીધું જેણે શુચિ પ્રણયપીયૂષ જરીએ,
નહિ એને કયારે ભય ઉર વિષે લેશ ઉપજે.

અને જે સંધાયું હૃદય દૃઢ ઉંચા અભિમતે,
નહિ એને વિઘ્નો વિષમ પણ રોકી રજ શકે;
સુહાતાં કૈં સ્વપ્નો રસભર તરંગે વિરચતી,
અજાણ્યા આનંદે પળવિપળ સિત્કાર કરતી.

ગ્રહી લેતી કૈં કૈં ફૂલ કુસુમ સંગી તરૂ તણાં,
વિયોગી વ્હાલાને પ્રથમમિલને ભેટ ધરવા;
ઘણું ચાલી, થાકી પણ દયિતનો દેશ ન દીસે,
કરે ઉંચા કર્ણો પણ ન પ્રિય એ ગર્જન શુણે.

નિરાશા ને આશા પ્રકટિત થતી ને વહી જતી,
છતાં સંલક્ષીને રમણ હૃદયે, પાય ધરતી;
પરંતુ પર્યંતે પ્રિયસદન તો હા ! નવ મળ્યું,
અને આડું આવી કઠિનતર ઉભું રણ રહ્યું !

તપેલી રેતીના પવન પ્રબળા દુર્ગ રચતો,
ઉડાડીને અંગે મલિન કરવા તત્પર થતો;
તરૂ કે પક્ષીનું ક્ષિતિજ લગીએ નામ ન મળે,
કંઈ દૂરે દૂરે મૃગસલિલ ઉંડું ઉપહસે.

સ્મશાને સેવેલું ભયભરિત શૂન્યત્વ સઘળે,
દિલાસો દેવાને પથિક પણ કો પંથ ન પળે;
અભાગી ઓચિંતું હૃદય રણમાંહે જઇ પડયું,
દઝાતું, સૂકાતું અફળ પળમાં જીવન ગયું !

હજારો પ્રાણીને સુખદ થઈ પીયૂષ પડતું,
અલેખે એ રીતે અધમશરણે હા ! જલ જતું;
હશે શું આ અર્થે શુચિ સલિલનો સંચય કર્યો ?
હશે શું આ અર્થે વિકટ પથ કેરો શ્રમ સહ્યો ?

હશે શું આ અર્થે પ્રિય જનકનું મંદિર ત્યજ્યું ?
હશે શું આ અર્થે પ્રણયવશ ઉંચું ઉર કર્યું ?
અરે ! ભાવિ કેરૂં હૃદય સમજી ના જગ શકે,
પ્રયાસો પ્રાણીને અફળ જઈને કાયર કરે.

તથાપિ લીધેલો સરલ ઉર ના પંથ પલટે,
પ્રભુનું આપેલું પદ હૃદય રાચી અનુભવે;
હજુ જો ! એ મીઠું વિમલ જલ વેગે વહી રહી,
સમર્પીને શાંતિ રણહૃદય માંહે દઈ રહી !

## एक वेल्यने.

( શિખરિણી. )

રસીલાં પત્રોથી નિજ શરીરસંગોપન કરી,
વધે ધીમે ધીમે પ્રણયપગલે પાદપ ભણી;
પરંતુ આલંબી અધમ ઉરવંતા શુવરને,
અહો ! વેલિ ઘેલી ! ઉચિત ન મળ્યો કંથ તુજને !

તથાપિ કાં તારા હૃદય મહિં વૈષમ્ય ન વસે ?
ઉમંગે આલિંગી પ્રણયવશ મીઠું સ્મિત કરે !
વપુ ને પત્રોમાં, મૃદુ મુકુલમાં ને કુસુમમાં,
દીસે ઉંડા ઉંડા કઠિનતર કૈં કંટક વસ્યા.

હસે કે હિંચે તું, પવનવશ વા પાર્શ્વ પલટે,
વધુ વાગે ઉંડા હૃદયપર કાંટા પળપળે;
ઉરેથી આનંદી કુસુમકલિઓ કૈં પ્રકટતી,
અરે ! એ વિંધાતી તુરત કપરા કંટક થકી !

અને ક્યારે તારા મધુર કુસુમો કૈં ખરી પડે,
જતાં નીચે નીચે પણ શરણ એનું ગ્રહી રહે;
દશા દેખી આવી સખિ ! હૃદય મારૂં રડી પડે,
પરંતુ ના તારૂં કંઇ હૃદય ક્લેશે કળકળે.

અહો ! પ્રીતિ કેરો ઉદધિ ઉછળે જે ઉર વિષે,
કશી એ વૃત્તિને અસર જગના કંટક કરે !
અને એ પ્રેમીનો અજબ પથ જુદો જગતથી,
વિવેકી વ્યક્તિને ગમન કરવા ત્યાં બળ નથી.

હજારો હાથોથી દૃઢતર સમાલિંગન દઈ,
છવાતી છાયા શી શિર ઉપર વર્ષાતપ સહી;
ફળોથી, પત્રોથી, સુમનસુરભિથી, સ્વરસથી,
રહી સિંચી સ્નેહે પ્રિયહૃદય રંગે રીઝવતી.

વિવેકી વાયુ આ ગુણ–રસ–કજોડું તમતણું,
નિહાળીને પામે સદય હૃદયે સંકટ કશું;
મથે તેથી તારો દયિત થકી વિશ્લેષ કરવા,
હઠાવે, ડોલાવે, કંઈ શીખ શુણાવે શ્રવણમાં.

પરંતુ ચોંટયું તે પ્રણયી ઉર પાછું નવ ખસે,
ભલે સૃષ્ટિ કેરા અવિરત ઉપાલંભ ઉલટે;
છુપાવે શાં પત્રે પતિહૃદયનાં શૂલ સઘળાં !
દીપે ને દીપાવે કુળ સહજ કેવું પતિરતા ?

સુખી રે'જે ! સ્નેહી હૃદય વહતી રમ્ય લતિકે !
રડું ના, આપું ના કટુતર ઉપાલંભ કદીએ;
પરંતુ પૂછું છું કંઈ કુતૂહલે પ્રશ્ન તુજને,
કૃપાથી કલ્યાણી ! ઉચિત કંઈ દે ઉત્તર મને !

પળે છે આ પંથે અમ સદનની આર્ય અબળા,
દીસે એની વૃત્તિ રસભરિત ને નિર્મળ સદા;
નિહાળી શું તારૂં હૃદય, શુચિ એ શિક્ષણ લઈ,
બની તારા જેવી પુનિત હૃદયે ભાવ ભરતી ?

વિલોકી વા એનાં હૃદય કંઈ તેં શિક્ષણ ગ્રહ્યું ?
પતિની ભક્તિનું સહજ સમજી શાસ્ત્ર સઘળું ?
હતો એનો, તારો અગર ગુરૂ શું એક ઉજળો ?
પ્રબોધ્યાં પ્રીતિથી જરૂર હરવા ક્લેશ જગનો ?



# आवळनां फूलने.

( રોલા. )

સૌરભથી સંસિક્ત ભલે નહિ હૃદય તમારાં,
છો આવે નહિ પાસ મધુવ્રત મધુ હરનારા;
કરી મનોહર માળ ભલે જન કંઠ ન ધારે,
નિજ ઉપવનની માંય ભલે માળી ન સ્વીકારે.

પણ આવળનાં ફૂલ ! તમે મુજ અંતર ગમતાં,
આ નિર્જન વનમાંય સદાયે રહેજો રમતાં;
ઉગ્ર તપે આદિત્ય, પાંથ ભિંજે પ્રસ્વેદે,
બળતાં લોચનમાંય શીતતા કોઇ ન સિંચે.

ત્યાં સુંદર સમુદાય તમારો ઉર આકર્ષે,
શો વધતો વિસ્તાર હિંચતો અવિરત હર્ષે !
દૂર અતિશય દૂર સુધી પથરાઈ રહેલાં,
ઉંચી નીચી ડોક કરી કુતૂહલથી જોતાં.

સોના કેરી પીત પાથરી ચાદર જાણે,
બાળવિના પિંડ સમાં ચમકો ચોપાસે; —
આવી અચાનક અનિલ ભેટતો ભાવ ભરેલો,
લેઈ જવા નિજ સંગ કરી કૈં યત્ન રહેલો.

ડોલતી ડાળી સંગ તમે ચોંટી શાં રહેતાં !
કંઠ હલાવી કાંઈ નકાર અનિલને કહેતાં;
સ્વાર્થપથે પળનાર ભલે તમને જગ ભૂલે,
પણ વીસરે ન વસંત, ખીલવી તમને ખીલે.

કુદરત કેરાં બાળ ! તમે એને બહુ વ્હાલાં,
ઉચ્ચ દઈ આરોગ્ય સદા હૃદયે રાખેલાં;
માળીના અતિ ક્રુર નખરનો ઘાત ન જોતાં,
નહિ ક્યારે નિજ દેહ અકાળ મરણથી ખોતાં.

ક્યાં એ ફૂલ ગુલાબ, મોગરો, માલતી મોંઘાં,
જન્મ તણી સંગાથ મૃત્યુ કેરે મુખ જોતાં;
ક્યાં કંચન શાં અંગ સહિષ્ણુ શાંત તમારાં !
સ્હેતાં પણ સંતાપ સતત હૈયે હસનારાં.

સગુણ હૃદયને બંધ જગતના પરવશ કરતા,
નિર્ગુણને નહિ લેશ નઠોર બની એ નડતા;
એ સાચો સિદ્ધાંત શીખ્યો હું તમને જોતાં,
નિર્ગુણ બ્રહ્મ સમાન તમે જગથી કૈં જૂદાં !

ગિરિકંદર, ગિરિશૃંગ વિષે પણ વાસ વસો છો,
જોઇ જગતના રંગ હૃદય દિનરાત હસો છો;
સાદું જીવન સાફ ભવ્ય આનંદ ભરેલું,
માયાતીત મનોજ્ઞ મિષ્ટ તમને જ મળેલું.

હિંચો વ્હાલાં બાળ ! અનિલલહરિ ઉપજાવો !
મુજ અંતરને એમ નવલ કૈં નાચ કરાવો !
નિર્મળ કાવ્યતરંગ વધે પ્રતિપળ ઉભરાતા,
ભૂલે ક્ષણુ સંસાર તણી મુંઝવતી માયા.

---

## ग्राम्य जीवन.

( લાવણી. )

( ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ–એ રાહ. )
રમ્ય એ જીવન ગ્રામ્ય રસાળ, સત્વસોહંતું વિમળ વિશાળ;
સ્વર્ગ તણી સેરે જ્યાં શુચિતા, બહુવિધ માનવબાળ.
સત્વસોહંતું વિમળ વિશાળ. રમ્ય એ૦ ( ટેક )

ગૃહો નાજુકની વાંકી હાર,
સ્વચ્છ શેરી ને ન્હાનાં દ્વાર;
બાળ રવિનો કરતાં સત્કાર,
સ્વચ્છ આંગણુનો વધુ વિસ્તાર.

અણુખોટયો જ્યાં અનિલ અહર્નિશ, વન સુરભિભર વાય;
સમય સમય સંમાર્જન કરતો, મન મૂકી મલકાય.
અર્પતો અમર તણું આરોગ્ય,
શૈત્યનો સેવી શુચિ સંયોગ. રમ્ય૦

ઘરેઘર ગાય તણાં લઘુ ગોષ્ટ,
વત્સનો મંદ મધુરો શોર;
રસેલાં ગોમયથી ઘર ચોક,
દીપે તુલસીતરૂ કેરા થોક.

અર્ભક સમ હસતાં આંગણમાં ફૂલભર્યાં લઘુ ઝાડ,
વિધ વિધ વેલ્ય થકી છવરાતી વૃક્ષલતાની વાડ.
શીત છાયામાં બાળકવૃંદ,
ક્રીડતાં દેતાં અતિ આનંદ. રમ્ય૦

સ્વચ્છ પાધર ને સરિતા તીર,
નિર્મળાં ખળખળ વહેતાં નીર;
ડોકતા કુતુકભર્યાં તૃણબાળ,
ધ્યાનમાં મસ્ત બગોની હાર.

નિર્ભય થઇ જલપાન કરે જ્યાં હરિણુ તણો સમુદાય,
ટહુકે મોર કળા ધરી કૂદે, પિક પંચમ સુર ગાય.
ગોંદરે ગોક્રીડન સોહાય,
વાંસળી ગોપ મનોહર વાય. રમ્ય૦

ઉષાનો ચોક ચડે ચળકાટ;
સૂચવે કુકકુટ નવલ પ્રભાત;
દધિમંથનના ઘરઘર ઘોષ,
અજબ યુવતીને હૈયે હોંશ.

મંથનનો કર દંડ ગ્રહીને શિશુ માગે નવનીત,
હસતી જનની દૂર હઠાવે, પ્રકટે અંતર પ્રીત.
વૃદ્ધ માબાપ હસંતીતીર,
શેકતાં બાળક શીત શરીર. રમ્ય૦

સાંજરે ગોધન આવે ઘેર,
ચડે ગોરજ ઊડી ચોમેર;
ધૂલિધૂસર ઓપે આકાશ,
ઉઠે વ્રજગોકુળનો આભાસ.

પુણ્ય પુરાતન આર્યજીવનનો અણબાંધ્યો ઇતિહાસ,
ચારૂ ચાંદનીમાં ઉચરંતી રમણી ખેલે રાસ.
પ્રણયના ગાતી કૈંક પ્રસંગ,
સુંદરી સર્વ મળીને સંગ. રમ્ય૦

વીરના વિક્રમ કેરી વાત,
સનાતન સત્ય તણા સિદ્ધાન્ત;
આગલા અનુભવ કેરી યાદ,
પૂર્વનો વિમળ નિવૃત્તિવાદ.

શાંત શર્વરીમાં સહુ પુરૂષો, ચર્ચે મળીને ચોક;
શાણસ્પર્શ વ્હોણાં રત્નો શા શબ્દ તણા બહુ થોક.
પામતા પળપળ પુણ્ય પ્રકાશ,
અનુભવે વાણી વિપિનવિલાસ! રમ્ય૦

એક કુળ કેરાં બાળ સમાન,
ભેદનું સહજ ભૂલીને ભાન;
અઢારે વર્ણ કરે વ્યવહાર,
સ્નેહનો સેવે સાક્ષાત્કાર.

જનબૂઝ્યા જનનો જ્યાં પામે અતિથિ ઉરસત્કાર,
અમરતાનું જીવન અનુભવતાં, વીસરે નિજ પરિવાર.
પ્રભુ સમ પતિ ગૃહમાં પૂજાય,
કૈંક માનસના કાટ ઘસાય. રમ્ય૦

વિશ્વના વિધ વિધ દુષ્ટ વિકાર,
ભરેલો ભયથી છળનો ભાર;
સ્વાર્થનો ઝેરી ઉષ્ણ સમીર,
નહિ પામે અવકાશ લગીર.

જગકાસાર વિષે પંકજ શાં અણુડૂબ્યાં એકાંત,
વિકસિત હૃદય રમે રસસિંચ્યાં ડોલંતાં દિનરાત.
મોક્ષનું માનવદુર્લભ ધામ,
રહો એ અમર અમારું ગ્રામ. રમ્ય૦



# रास.

( શંકરાભરણ. )

આજ અલબેલડી વિમલ રસવેલડી,
    સકળ સાહેલડી રાસ ખેલે;
ગગન ગર્જાવતી, પ્રણય પ્રકટાવતી,
    પ્રમદ વર્ષાવતી વિશ્વ રેલે.    આજ૦ (ટેક)

અજબ અવરોહઆરોહસંભ્રમભરી,
    ક્રમવિવશ ધરણિતલ ચરણ ધરતી;
તાલકૃતલાલિમાલસિતકરતલવતી,
    કકુભઉર ભવ્ય આહ્લાદ ભરતી.    આજ૦

ગાનરસલીન ભવભાન ભૂલી જતી,
    સહજ ભૂલાવતી શ્રવણસંગે;
નવલ રસનિર્ઝરે જગત્ ન્હવરાવતી,
    સ્નાતિ શ્રમશીકરથી આપ અંગે.    આજ૦

પુણ્ય પ્રણયે ભર્યાં અવનવાં કવન કૈં,
    અંતરે અમિત બલથી ઉછળતાં;
કૈંક કંઠે, કંઈ હૃદયમાં રહી જતાં,
    ભાગ્યભર વદન વસી ભવન ભરતાં. આજ૦

મધુર 'મહિયર' તણાં, મિષ્ટ 'માડી' તણાં,
　　રસિક 'વાત્સલ્ય' તણાં સ્મરણ છૂટે;
અંગ રોમાંચ ને કંઠરૂંધન કરે,
　　નયનમાં નીર પળ એક પૂરે. 　આજ૦

મંદ ગતિ મલપતો, સ્વર સુભગ ઝીલતો,
　　અનિલ ઘરઘર જતો ગાન ગાતો;
પ્રણય પીયૂષથી પિંડ પરિપોષતો,
　　પ્રતિ હૃદય પુણ્ય રસ સહજ પાતો. 　આજ૦

મલિન શેવાલના સહજ અપસરણથી,
　　સ્વચ્છ સોહંત સરસીસમાણું;
ચલિતકરભંગ, દૃગમીનતરલિત થતું,
　　મધુર મંડળ મચ્યું ભાવભીનું. 　આજ૦

દૂરતર બાલરોદન શ્રવણસંભ્રમા,
　　સકળ સહિયર તણો સંગ છોડી;
ભવ્ય વાત્સલ્યભરી અજબ ઉડ્ડયનથી,
　　ચપલગતિ ઘર જતી કોઈ દોડી. 　આજ૦

હૃદયપીયૂષરસપાનથી પોષતી,
　　શયિત સુતવદન પર દૃષ્ટિ દેતી;
આવી ઉતાવળી, શીઘ્ર સખીમાં મળી,
　　સ્વર તુરત મધ્યથી ઝીલી લેતી. 　આજ૦

પુરૂષપદરવ તણી સ્વલ્પ શંકા થતાં,
    સ્વરહૃદયઅંગસંકોચ કરતી;
એક પળમાંય સ્વર સકળ પલટાવતી,
    ગુંજતી નવલ ઉર ભાવ ભરતી. આજ૦

શ્રમભરી સુંદરી, કર થકી કર ગ્રહી,
    બેસતી કેંક વિશ્રામ લેતી;
કેંક અનુહિતનવલગીતગુંજન વડે,
    અજબ અન્યોન્ય રસદાન દેતી. આજ૦

સ્મરણવિસ્મરણહિંદોલ પર હિંચતી,
    કોટિ અવધાનસંવ્યગ્ર થાતી;
વિશ્વવિષપાનમૃતહૃદયસંજીવની,
    આર્યકુલદેવીઓ ગીત ગાતી. આજ૦

---

## ગોવાલણી.

( દ્રુતવિલંબિત. )

ધવલ નિર્મલ સ્વાત્મ સમોવડા,
અધિક આંતર સ્નેહ થકી ભર્યા;
પય તણી શુચિ હેલ શિરે ધરી,
વિચરતી વનવાટ વટાવતી.

નવલ ગોપવધૂ રસ રેલતી,
વનવિહંગ પશુ સહ ખેલતી;
કંઇક કોકિલકૂજન સાંભળી,
કુહુ કુહુ કરી પંથ ગજાવતી.

વિહગગાન તણા સ્વર ઝીલતી,
અનુકૃતિ કરતી હસતી જતી;
વનલતા, તરૂપંક્તિ વિલોકતી,
કંઈ નવાં કુસુમો કર ચુંટતી.

વિમલ બાલ્ય વિદાય થતું હતું,
રસભર્યું નવયૌવન ડોકતું;
મધુર એ વ્યવસાય વિષે વસ્યું,
જગવિકાર ન માનસ ઝીલતું.

ઘડી ગભીર બની અટકી જતી,
સ્વજનસંગથી દૂર પડી જતી;
પણ ત્વરાથી પુનઃ પદ ધારતી,
સહચરી તણી સંગતિ સેવતી.

પુર તણી અતિ પ્રૌઢ હવેલીઓ,
ગગન ચુંબતી ઉચ્ચ અગાસીઓ;
તરૂઘટા પર ઉન્નત મસ્તકે,
કંઈ સમાદર અર્પતી પાંથને.

પણ ન આદર એ ઉર ઝીલતું,
વિહગ એ નહિ ત્યાં ક્ષણ બેસતું;
નગર જેમ સમીપ થતું જતું,
હૃદય ભાર કશો ભજતું જતું.

કલકલાટ કશો શ્રવણે પડે,
હૃદયમાં ધબકાર નવો વધે;
નિકટ પિંજરને અવલોકતી,
શુકવધૂ સરખી ઉર કંપતી.

વનવિલાસવતી હરિણી સમી,
પુર વિષે સખીસંગ પ્રવેશતી;
કંઇક દૃશ્ય નવાં નજરે પડે,
હૃદય એ ક્ષણ એક ન સંઘરે.

અમલ અંતરના પટ ઉપરે,
નવ કુતૂહલ કૈંક પડી રહે;
વિવિધ ચિત્ર જગચ્છલનાં વસે,
પણ અચિંત્ય વિલાય પળાંતરે.

મૃદુલ માનસ માનસના સમું,
લહરિલોલિત જીવનથી ભર્યું;
અવનવાં પ્રતિબિંબ ભલે ધરે,
પણ નહિ સ્થિર કોઈ થઈ શકે

શરીર વ્યાપૃતિને વશ સંચરે,
હૃદય કેવલ ગોષ્ટ વિષે રમે;
સુરભિદોહન, મંથન સાંભરે,
વિવિધ વાંસળીના સ્વર ઉછળે.

ન કંઈ નિર્લજતા, ન અપત્રપા,
મુખરતા નહિ, છેક ન મૂકતા;
ન વધુ ચંચલતા, નહિ શૂન્યતા,
ન કંઈ નિષ્ઠુરતા, નહિ દીનતા.

વિકૃતિશૂન્ય અપંકિલ ઉરથી,
જનમનોબ્ધિ પરે તરતી જતી;
ગગનપંથ જરા નમતાં રવિ,
ઘરભણી વળતી વધુ વેગથી.

ચરણ ચંચળતા નજલી ધરે,
હૃદય કૈં હલકું પડીને હસે;
શિરથી ઓઢણી સઘ સરી પડે,
વહી જતું ફરી બાલ્ય ઉરે વસે.

ધવલ પંથ પરે ઘણુ દેખતાં,
સહજ ગાન તણા સ્વર છૂટતા;
ગમનઆગમભાવવિલોહથી,
વિવિધ રંગ ઉરે ઉપજાવતી.

નિકટમાં નિજ નેશ વિલોકતાં,
શ્રવણુ વત્સતણા સ્વર આવતાં;
દઈ છલંગ જતી ગૃહમાં ધસી,
વિરતિ મોક્ષ સમી મન સેવતી.

## कृषिक.

( વસંતતિલકા. )

ચાલી ઘણું રણુ સમા નભના પ્રવાસે,
ઝુકી ગયો તરણિ વ્યાકુલ મધ્ય માર્ગે;
એ જોઈ વિશ્વ સહસા પરિતાપ પામે,
સંતપ્ત સ્વામી બનતાં સુખ શાં પ્રજાને!

ના કોઈ સંગ શ્રમશીકર લૂછવાને,
આરોગ્ય અંગ અડકી કંઈ પૂછવાને;
એવો જ કર્મરત આ કૃષિકાર કેવો,
ખેડી રહ્યો સતત ક્ષેત્ર નિદાઘ સ્હેતો!

નીચે મુખે હળ ધુરંધર ખેંચી જાતા,
ન્હાતા ઘડી શ્રમજલે, ઘડીમાં સુકાતા;
જોતા અધીર પળમાં પુરની દિશાને,
સંયોગ મોક્ષસુખનો કંઈ સાધવાને.

આશ્વાસનાં વચન કૈંક શુણાવી એને,
ને સ્પર્શથી ચપલતા નવલી દઈને;
સંચારતો ગત ઉમંગ ફરી જગાવી,
દેખી રહ્યો ગૃહિણીના પથને તથાપિ.

પેસી ગયાં વિહગ સૌ નિજ નીડ માંહે,
શંકા કરી દવ તણી ગભરાટ પામે;
ઢાળી સ્વપત્ર તરૂઓ તનુને છુપાવે,
ભીતિભર્યાં અગતિકો દૃઢ મૌન સેવે.

આઘે અચિંત્ય સહકાર તણી ઘટામાં,
ઉંડું કરે કંઇક કૂજન કોકિલા હા !
દેવા પ્રતપ્ત જગને દિલથી દિલાસો,
ને ધૈર્યધારણ તણો ઉપદેશ ઉંચો.

દેખાય હા ! ક્ષિતિજમાં શિર ભાત લૈને,
ઉતાવળી ગૃહિણી આવતી દૂર દૂરે;
શીળી સુનિંબતરૂની ઘટ છાંય નીચે,
આવી વિરામ વરતી ભરી છેક શ્વાસે.

છૂટચા સહિષ્ણુ વૃષ ને કૃષિકાર છૂટચો,
દોડી જતા તરૂતળે સહુ સત્વરે જો !
જાડી પછેડી ધરતી પર પાથરીને,
સેવે સુધાભરિત ભોજન સ્વસ્થ ચિત્તે.

આસ્વાદ અમૃત વિષે નહિ જેહ આવે,
ભૂપાલના ભવનમાં નહિ જે જણાયે;
તે સ્વાદથી પળપળે ઉર તૃપ્ત થાય,
ના ન્યૂનતા ઉચરવા અવકાશ કાંય.

પૂછે નવીન ખબરો પુરની ઉમંગે,
પૂછે અનામય શિશુગણ કેરૂં સંગે;
કૈં આંટિઓ ગૃહ તણી ઘડીમાં ઉકેલે,
મીઠું હસી રસ પરસ્પર દિવ્ય રેલે.

સેવે વિરામ ઘડી એ ધરણી સમારી,
આવે અચિંત્ય સુરદુર્લભ નિંદ મીઠી;
ડોકાય ભાનુ હસતો દલરંધ્રમાંથી,
ને સ્પર્શતો સુહૃદ શો કરને અડાડી.

મારા તપે ઉર તપે મનુબાળ કેરાં,
શાંતિ હવે ઝટ ગ્રહો ઉર તે બિચારાં;
દુર્ભાવશૂન્ય જન શા વિલસે ઉદાર!
નીચે નમે વિચરતો રવિ એ વિચાર.

ઘેરી છતાં ઘડી પછી જતી નિંદ નાસી,
છોડી સમાધિ જ્યમ જાગૃત થાય જોગી;
ઉત્સાહ કૈં નવલ અંતરમાં ધરીને,
કર્ત્તવ્યમાં મચી રહે ત્રિપુટી ફરીને.

આયાસ ને વિરતિની ઘટમાળ માંહે,
હા ! પ્રાણી કષ્ટમય જીવન નિત્ય કાપે;
માયા વિચિત્ર સહુ વીતક વીસરાવે,
ના અન્યથા પથ તણો કદી પાર આવે.

કૈં વેલિઓ મધુભર્યાં કુસુમો સમર્પે,
તે વન્ય વૃક્ષ ફલ પકવ અનેક વેરે;
વીણી અમૂલ્ય ઉપહાર સ્વબાળ માટે,
માતા વળે ગૃહ ભણી સ્મરી સંતતિને.

આવે ધસ્યું સુરભિનું ધણ સીમમાંથી,
સંતોષના સ્વર થકી નભને ગજાવી;
ગોપાલબાલ વનવૈભવ કૈંક લેતા,
ને કૂદતા વિવિધ વાંસળી જાય વાતા.

વ્હાલાં તણા મિલનનું સુખ સાધવાને,
છે શ્રાંત તોય પથિકો ઝટ પંથ કાપે;
છાયા પ્રલંબ તરૂની જગ ઢાંકી દેતી,
આટોપવા જગતને નિજ કાર્ય કેતી.

આશાભરી નજર ક્ષેત્ર પરે દઇને,
સંકેતશબ્દ મુખથી કંઇ ઉચ્ચરીને;
હાંકે ત્વરાથી હળને નિજ ગામવાટે,
ખેંચ્યા રહે ન વૃષભો ઉર હર્ષ વાધ્યે.

વિશ્રાંતિ સદ્ય વરવા જગને કહેતો,
ડૂબે સમુદ્રહૃદયે રવિ રંગ રાતો;
ન્હાનાં ભળે ઝરણુ યોગમથી તળાવે,
પ્રાણી ધસ્યાં પુર વિષે સહુ એમ આવે.

ગાઢા તુષાર સમ ગોરજ ગામ ઢાંકે,
તે કોઈ તારક ચડી નભમાં વિલોકે;
શા વિસ્તરે કર સુધા ઝરતા સુધાંશુ !
દર્શાવવા પથ, હઠાવી તમિસ્ર કાળું.

ઘંટાનિનાદ સુરમંદિરમાં સુહાવે,
શાંતિ તણી જનનીને વિધિએ વધાવે;
ભાગોળમાં જનકની ચિર વાટ જોતાં,
આવી ઉમંગભર આતુર બાળ ઉભાં.

દૂરેથી જોઈ ધસતાં કંઈ હર્ષઘેલાં,
આલિંગતાં વિરહવ્યગ્ર બની રહેલાં;
વૃત્તાંત વાસર તણો કહી સર્વ સાથે,
શાં સ્પર્ધતાં હૃદયમાં રસ રેડવાને !

એને સુમંદ હસી ઉત્તર સ્નિગ્ધ દેતો,
ને કોઈને પડી જતાં ઝટ ઝીલી લેતો;
પામ્યાં પ્રશાંતિ વૃષભો વસી ગોષ્ટ માંહે,
આનંદ નૂતન છવાઈ રહ્યો નિકેતે.

રાખી સમગ્ર પ્રણુયી પરિવાર સંગે,
સન્ધિ તણું સુખ અલૌકિક સદ્ય સેવે;
કૈં કૈં વિનોદ શ્રમ અંતરનો હઠાવે;
ને સ્નેહસિંચન નવા બળને જમાવે.

નિદ્રા નવેલિ શ્રમ શેષ રહ્યો નિવારે,
ના કૈં વિચારવશ વ્યાકુલતા લગારે;
ચોકી કરે ગૃહ તણી રજનીશ જાગી,
ને તારલા પ્રહરિઓ વિચરે શિરેથી.

ગાઢું તમિસ્ર ઉદરે ભરી સર્વ વસ્તુ,
સંરક્ષવા સદનમાં બની વ્યાપ્ત રે'તું;
કોલાહલો પળ વિષે સહુ શાંત થાય,
આ એકલો અનિલ સંચરતો જણાય.

---

## कन्याव्रत.

( હરિગીત. )

નિદ્રા તણા ઉત્સંગથી સહસા ઝબકતી જાગતી,
પ્રકટયું પ્રભાત ? ઉગ્યો રવિ ? એ પ્રશ્ન પળપળ પૂછતી;
અગણિત મનોરથ માંહિ રજની દીર્ઘ કષ્ટે કાપતી,
પ્રાતઃસમય સાહેલીઓના ઘર ભણી દોડા જતી.

સખીઓ સહુ સંભ્રમભરી નદીતીર પર ન્હાવા જતી,
વ્રતનિયમનો શાસ્ત્રાર્થ કરતી, સમજતી, સમજાવતી;
નિજ હૃદય શાં નિર્મલ સલિલમાં કૈંક રસથી ક્રીડતી,
તીરે રહેલાં બાળ બાંધવ નિરખતી નયને જતી.

ઉત્સાહ શો અંતર વિષે ? શી ચપલતા કૃતિમાત્રમાં !
શી ભાવની ભરતી ? અજબ વિશ્વાસ શો વ્રતમાં અહા !
કૈં કૈં અધુરાં ગીત ગાતી ઘર ભણી પદ ધારતી !
ઘડી દોડતી, ઘડી મંદ ગતિથી શેરીઓ શોભાવતી.

કો ભૂલ કરતી ગીતમાં શરમાઇ તો સહસા જતી,
સખીવૃંદમાં પેસી, વદન હસતી જતી સંતાડતી;
ઉરભાવના અંકુર સમા પળપળ યવાંકુર વાધતા,
ને પ્રાણથી પણ પ્રિય અધિક પીયૂષપોષણ પામતા.

લઇ સંગમાં સહુ પુણ્ય પૂજન ગોર્યનું કરવા જતી,
ભૂલી જગત, ભૂલી સ્વજન, કો અજબ ઉરથી અર્ચતી;
ને નમ્ર ભાવે નમન કરતી અમલ અંચળ પાથરી,
તે સમયના શુચિ ભાવને કવિ કો શકે નહિ વર્ણવી.

નહિ સ્વાર્થનો લવ સ્પર્શ, નિજ હિતઅહિતભેદ ન અંતરે,
નહિ વાસના કંઇ વિશ્વની, વર કાંઇ ના વરવા ચહે;
અવધૂત કો યોગી યતિ કે સુભગ સંત મહંતનું,
ના કો સમય દેખાય એવું હૃદય નિર્મમ નિર્ગુણું.

નિષ્કામ ભકિત શાસ્ત્ર માંહે વિવિધ વિબુધે વર્ણવી,
સર્વાંશસિદ્ધિ સર્વથા દૃષ્ટાન્તમાં દેખી નહિ;
દૃષ્ટાન્ત આ પ્રત્યક્ષ જોતાં હૃદય સહૃદયનું દ્રવે,
સૂકો ભલે સંસાર એની કદર ના કદીએ કરે !

કો ભૂલતી વ્રતનિયમમાં તો સહુ હસી ધમકાવતી,
રડતી જઈ નિજ માતને કે'તી બિચારી મ્હાવરી;
એ દોષની પૂરી ક્ષમા જનનીમુખેથી પામતી,
નહિ ત્યાં સુધી ઉઠી જતા અંતર વિષે શાંતિ થતી.

સંધ્યાસમય પુરબ્હાર મેં મેં વિમલ ખેલન ખેલતી,
ને વિશ્વયજ્ઞ તણી સુભગ શુષ્કેષ્ટિ મેં કરતી જતી;
ગૃહરાજ્યમંદિરના પ્રથમ સોપાન પર પગ ધારવા,
સંભ્રમભરી શી સ્પર્ધતી શિક્ષણ પરસ્પર સાધવા !

એ વિશ્વના વિષથી રહિત નિષ્કામ વ્રતને સેવતી,
આદર્શ બનીને આર્ય અબળા રસ અનુપમ રેડતી;
ને કલેશમય ગાર્હસ્થ્યને સુરસદન શીઘ્ર બનાવતી,
અતિ શુષ્ક નરઉર માંય નંદનવન સહજ નિપજાવતી.



# લગ્નોદ્યતા.

(વસંતતિલકા—અનુષ્ટુપ્.)

ગાર્હસ્થ્યમંદિર તણી કરતી સમીક્ષા,
ને દ્વાર એ ઉઘડવા ધરતી પ્રતીક્ષા;
સોપાનપંક્તિ ચડવા પદને ઉપાડી,
ઉભી રહી વિવિધ ભાવભરી કુમારી.

કુતૂહલભરી દૃષ્ટિ દિશાઓ દેખતી હતી,
પ્રવાસે માર્ગ કાપેલો વારંવાર વિલોકતી.

પીઠીભર્યો કનક શો શુચિ દેહ શોભે,
ને કો નવીન સુરભિ ઉરને રીઝાવે;
ઘેરાય આંખ, કંઇ ભાર અપૂર્વ લાગે,
મીઠાં મનોહર નવાં કંઈ સ્વપ્ન સાધે.

અનેરાં અંતરે દૃશ્યો આવીને ઉડતાં જતાં,
કૈં કૈં કેલિ તણી વાધે દિવ્ય પુણ્યપરંપરા.

જોતી અનેકવિધ ભૂષણ ભાવિ અંગે,
સાડી ભરી વિવિધ મોહક રમ્ય રંગે;
સૌભાગ્યકંકણ તણો રણકાર વાગે,
ને ભવ્ય નૂપુર તણા ઝણકાર જાગે.

ઉડીને આવતો આઘે નવો સંસાર દેખતી,
રમ્યતા જોઇને એની ઝીલવા તલસી રહી.

આકર્ષતો હૃદયને રહી એક પાસે,
ને રોકતું સદન તાતનું આવી સામે;
મધ્યે વસી હૃદયદોલનથી મુંઝાતી,
પ્રસ્વેદથી પળપળે અતિ આર્દ્ર થાતી.

બેઉમાં મુખ્યતા આપી એકને ય શકે નહિ,
સ્વીકાર ત્યાગનો મીઠો ના ઉકેલ જડે કંઇ.

કૈં વ્યંગથી હસતી આવતી ભ્રાતૃજાયા,
દર્શાવતી સહજ સુંદર વિશ્વછાયા;
તો રમ્ય રીસ કરતી, હઠતી, ખીજાતી,
ના સાંભળ્યું કરી છલંગથી દૂર જાતી.

નવેલી સ્નિગ્ધ દૃષ્ટિથી આલિઓ અવલોકતી,
નવાં સંબોધનો શોધી કૈં હસીને હસાવતી.

ના સાંભળે હૃદય સ્વસ્થ બની લગારે,
ના શાંતિથી સમુદયે ઘડી એક બેસે;
કૈં કૈં કુતૂહલભરી હરિણી સમાણી,
ઘૂમી રહે ઘર વિષે બહુ બ્હાવરી શી.

ઘડીમાં ક્રોધથી રાતી, ઘડી આનંદઉજળી,
ઘડીમાં સખીને લેતી સ્નેહની ચુંટિઓ ખણી.

સાહિત્ય ક્રીડન તણું ઘડીમાં નિહાળે,
તેના વિયોગ તણી ભાવિ વ્યથા વિચારે;
જોતી બહાર ઘડીમાં જઇ બારીએથી,
લાંબી વિદેશ તણી વાટ રહે વિલોકી.

અનેરો કોઇ આનંદ અનાયાસ ઉરે થતો,
ન શોધેલો, ન સાધેલો, સ્વયંભૂ સમ શોભતો.

હર્ષોક્તિ માંય સ્વર રોદનના રહેલા,
શૃંગાર ને કરૂણ મિત્ર બની મળેલા;
ભેટી પડે ઘડીક વિસ્મિત ભાંડુઓને,
છેલ્લી વિદાય તણી શું ઉર ભેટ આપે ?

દૂરથી જોઈ માતાને નીચાં નેત્ર કરી જતી,
મેળવી દષ્ટિમાં દૃષ્ટિ ના વદી શકતી જરી.

ઉત્સાહ અંતર ભરી જનની જણાતી,
ભાવિ વિયોગ થકી તોય ઉદાસ થાતી;
મૂંગાં મળી હૃદય બે ઘડી થાય જુદાં,
આંસુ જતાં નયનનાં બળથી રખાતાં.

" હવે આ ગેહ ના તારૂં " એમ વિશ્વ ભલે કહે,
પરંતુ જીવથી વ્હાલું ચિત્ત કેમ ત્યજી શકે ?

હાનિ જરાય ઘરમાંય થતાં દુભાતી,
સંરક્ષવા સહજ તત્પર નિત્ય થાતી;
" મારૂં ન એ " હૃદય ના શકતું વિચારી,
એ શુષ્કતા નથી સુતાહૃદયે સ્વીકારી.

કર્ત્તવ્યબુદ્ધિથી સર્વ ક્રિયા લગ્ન તણી સહે,
પ્રત્યેક કાર્યને ધર્મપ્રાપ્ય એ ગણુતી ઉરે.

હા ! ધર્મતંતુસમુદાય વડે વણેલું,
નિષ્કામ આર્ય અબળા તણું ચિત્ત ચારૂ;
ના કંઈ વિકાર, પ્રતિકારવિચાર વારૂ,
ઉંચા અભેદ મહિં કેવળ રાચનારૂં.

વિદાય વાંચ્છતું ઉભું આ કૌમાર્ય કરે ગ્રહી,
પરંતુ સ્નેહસંબધે આલિંગી રોકતી રહી.

વાજાં અનેકવિધ આંગણુ માંહિ વાગે,
ને ગીત ગાય રમણી મળી રમ્ય રાગે;
એ સાંભળી હૃદય ઉર્દ્યને ચડેલું,
ને બ્હાવરૂં કુતુકથી અકળાઇ રે'તું.

સખીએ સજ્જ કીધેલી, સ્નેહસંભ્રમવ્યાકુલા,
ધરંતી પાય ધીમેથી કુમારી લગ્નતત્પરા.



# મોડ.

( કવ્વાલી. )

સદનસામ્રાજ્યને પાટે રસીલા નાથની સાથે,
અભેદે બેસવા માટે ધરી લે મોડ આ માથે.

ત્યજી કન્યાત્વ, ગૃહિણીનો નવો અધિકાર લેવાને,
પ્રભુ પ્રેમે પઠાવેલો ધરી લે મોડ આ માથે.

અનુજ્ઞા આજથી દેતો સુભગ શૃંગાર સજવાને,
વિભૂષણ સર્વનો સ્વામી ધરી લે મોડ આ માથે.

અમર ને આપ્તજન કેરી અમૂલી આશીષોથી એ,
ભરેલા પાત્ર શો શાણી! ધરી લે મોડ આ માથે.

પ્રખર સંસારના તાપો રહી સંતુષ્ટ રહેવાને,
વિશાળા છત્ર શો શીળો ધરી લે મોડ આ માથે.

નવલ ગાર્હસ્થ્યનો ભારી ઉપાડી ભાર લેવાને,
ઈંઢાણી રૂપ આરંભે ધરી લે મોડ આ માથે.

સુરક્ષા પામી સર્વાંગે, કરી પ્રસ્થાન કૌમાર્યે,
ધરેલી ભેટ શો ભાવે ગ્રહી લે મોડ આ માથે.

સુધાથી સિંચતો, લેતો અધિક ઓવારણાં નિત્યે,
પ્રણયના હસ્ત શો મીઠો ધરી લે મોડ આ માથે.

પનોતી પ્રેમવલ્લીના ભરેલા મિષ્ટ મકરંદે,
અજબ આદિકુસુમ જેવો ધરી લે મોડ આ માથે.

અહીં કન્યાવ્રતે સિદ્ધિ, ગુરૂ ગીર્વાણુની સાખે,
વિજયની વૈજયન્તી શો ધરી લે મોડ આ માથે.

---

## करग्रहण.

( તોટક. )

કર એ રસ ભાવ અનેક ભર્યો,
મન-સંમતિ મેળવી બ્હાર પડયો;
ત્યજી પાલવ મીઠડી માત તણો,
તુજ સન્મુખ સંપ્રતિ શોભી રહ્યો.

કર એ કરમાં અહીં રાખ સખે!
દૃઢ અંતરમાં ધરી રાખ સખે!
ભવપંથ તણું અવલંબન એ,
ગૃહજીવનનું શુચિ મંડન એ.

વસમી ભવવાટ વિષે વધતાં,
કંઇ ઠોકર ખાઈ ઢળી પડતાં;
કર રાખી શકે અહીં એ કરથી,
રજ દૂર કરે વપુવસ્ત્ર થકી.

કંઇ કંટક કંકર માર્ગ વિષે,
વસી પુણ્ય પ્રવાસ અશક્ય કરે;
કર એ સહુ યત્ન થકી હણશે,
વળી પુષ્પ સુવાસિત પાથરશે.

અતિ ભીષણ એ ભવકાનનમાં,
પથ ભૂલી કુપંથ પરે પળતાં;
પથ સત્ય સદૈવ બતાવી તને,
શ્રમ વ્યર્થ જતો અટકાવી શકે.

કુસુમે ભરી કૈં રસવેલ્ય તણાં,
કર ચુંટી લઇ મધુરાં ફૂલડાં;
તુજ હસ્ત સમર્પિત એ કરશે,
રચી માલ સુકંઠ વિષે ધરશે.

શ્રમથી કદી અંતર ખિન્ન થતાં,
દૃગ આંસુ અચાનક આવી જતાં;
કર એ નયનોદક લૂછી શકે,
નવ ચેતનનું ઉર દાન કરે.

સુરસેવિત સત્પ્રણયામૃતથી,
સમયોચિત કૈં રસસિંચનથી;
દઇ પોષણ જીવનપાદપને,
નવપલ્લવયુક્ત સદૈવ કરે.

તુજ ભાવિ તણું વળી ચિત્ર ખરૂં,
ભવપાટિ પરે નવ રંગ ભર્યું;
કર એજ યથાર્થ લખી શકશે,
કંઇ ભાગ્ય તણી ઘટના ઘડશે.

તુજ ઉન્નતિના અવરોધક કૈં,
જગમાં વસતા અતિ ઘાતક કૈં;
રિપુના દળને કર એ હણશે,
સમરાંગણમાં જય એ કરશે.

કરમાં કર મેળવી મિત્ર શકે,
કદી દાસ તણો અધિકાર ન એ;
સમજી પ્રિય ! એજ રહસ્ય ઉરે,
દયિતાપદનિર્ણય તું કરજે !

દૃઢ એ કરમાં કર શીઘ્ર દઈ,
રચજે રસસંપુટ સ્વસ્થ થઈ;
મહિં સાચવજે શુચિ સ્નેહમણિ,
તુજ જીવનથી પણ શ્રેષ્ઠ ગણી.

કરથી કર એ કદી દૂર થશે,
પછી દિવ્ય મણિ તુજ ગૂમ થશે;
સહુ જીવનતેજ સમાઈ જશે,
અતિ ઘોર તમિસ્ર છવાઈ જશે.

દિનનાથ તણા કર શો કર એ,
દઇ ચેતન જીવનજાડય હરે;
રજનીપતિના કર શો કર એ,
રસપોષણ કાજ સુધા વરસે.

# वरवधूने.

( કવ્વાલી. )

પધારો પ્રેમને પગલે નવલ જાયાપતી વ્હાલાં !
સુખદ સંસારવાડીમાં ખુશીથી ખેલવા માટે.

મધુર મકરંદભર મોંઘાં, સદા સુરભિ થકી સિંચ્યાં,
પ્રફુલ્લિત કૈંક પુષ્પોને વિનોદે વીણવા માટે.

અધુરાં એક બીજામાં રહેલાં તત્ત્વને પૂરી,
વપુની વ્યર્થતા ટાળી, સફળતા સાધવા માટે.

અસુ અસુમાં, હૃદય હૃદયે, જીવનમાં જીવ જોડીને,
અકળ અદ્વૈતની સિદ્ધિ પ્રણયથી પામવા માટે.

પધારો દિવ્ય પંખીડાં ! પરસ્પર ભેરવી પાંખો,
અતટ આકાશને અંકે ઉમંગે ઊડવા માટે.

પિતા, માતા, સ્વજન, બંધુ, મધુરી માતૃભૂમિનું,
વિબુધ ને વિશ્વવાસીનું, કરજ ચુકાવવા માટે.

અનેરી આશથી જોતાં ગુરૂજન આ પ્રણયઘેલાં,
નયન ને માનસો એનાં સુધાથી સિંચવા માટે.

ધરીને સ્નેહની નૌકા, હલેસાં હર્ષનાં દેતાં,
ગહન ભવસિંધુને તીરે પ્રયાસે પ્હોંચવા માટે.

દ્વિગુણ દૃષ્ટિ વડે દેખી, દ્વિગુણ શકિત ઉરે ધારી,
ગૃહીને પુણ્યતમ પંથે ચરણથી ચાલવા માટે.

ઉભયને અંતરે વ્હેતા સુધાના સ્રોતને ઝીલી,
તરલ એના તરંગોથી જગતને રેલવા માટે.

સુધાથી ઝેરને જીતી, પ્રણયથી વૈરને વાળી,
અમરની ઉચ્ચ અવનીને અહિં અવતારવા માટે.

સદનસામ્રાજ્ય શોભાવો રસીલાં રાજ ને રાણી !
પ્રતાપી પૂર્વજો કેરાં હૃદયને રંગવા માટે.



## मिलन.

( વસંતતિલકા. )

કૈં કૈં મનોરથ હતા મનમાં વસેલા,
ને પ્રશ્ન કૈં કુશલના ઉર ઉદ્ભવેલા;

ચાટૂક્તિઓ કંઈક ચિત્ત પરે ચડેલી,
સૂજી રહી હૃદયને કંઇ સ્નેહકેલિ.
કૈં કૈં સુભાષિત પરોક્ષ વિષે શુણાવી,
રે'તો સદૈવ તુજ અંતર હું રીઝાવી;
ને તું મનોહર સુકંઠથી ગીત ગાતી,
નેપથ્યમાં રહી અમીરસ પૂર્ણ પાતી.

શોધી રહ્યાં મિલનનો ઉભયે પ્રસંગ,
વાધી રહ્યો ઉર વિષે અતિશે ઉમંગ;
અંતે યથાસમય એ ઘડી પાસ આવી,
લગ્નોત્સવે હૃદય બેઉ દીધાં મિલાવી.

કિંતુ થતાં નવલ સન્નિધિયોગ મીઠો,
વૃત્તિ વિષે કંઈ વિપર્યય ભિન્ન દીઠો !
દૃષ્ટિ વિષે વિપળ દૃષ્ટિ મળી શકે ના,
અન્યોન્ય દર્શન જરાય કરી શકે ના.

નાચી રહ્યાં હૃદય કૈં નવ કંપ પામી,
ને એ ગયો શરીરમાં પણ છેક જામી;
હૈયાં રહ્યાં ઉભળકે સહસા ભરાઈ,
રૂંધાય કંઠ, ફરકે અધરો ત્વરાથી.

ઉચ્છ્વાસનો સતત વેગ વધ્યો જણાતો,
પ્રસ્વેદ અંગ પ્રકટી પળમાં સમાતો;

કે શેરડા અજબ અંતરમાં પડેલા,
ને રોમ સર્વ અતિ ઉગ્ર બની રહેલા.

વકતવ્ય કાંઇ હૃદયે, વદને ચડે ના,
કર્ત્તવ્યમાર્ગ ઉરને જરીયે જડે ના;
વીતી રહી રસભરી ઘડી એ રૂપાળી,
ના દીર્ઘ જીવન વિષે ફરીથી નિહાળી.

વ્યકિતત્વની, વિષયની, રસની, મતિની,
સંસારની પરમ વિસ્મૃતિ ત્યાં થયેલી;
આસ્વાદ મોક્ષસુખનો સહજે મળેલો,
અવ્યકત હર્ષ ઉરમાં ઉછળી રહેલો.

*    *    *    *    *

વીતી ગયાં કંઇક વત્સર એ પછીથી,
આવી ભર્યાં અમિત અભ્ર ગયાં શિરેથી;
ને હર્ષશોકભર કૈં વ્યવસાય સેવ્યા,
આઘાત યુગ્મ ઉરને પણ કૈંક વાગ્યા.

ક્યાંએ થઈ ન પણ એ સુખની સમાધિ,
ના અંતરે અનુભવી સ્થિતિ એ કદાપિ;
એ કોઈ ધન્ય ઘટિકા પ્રણયે ઘડેલી,
રહેલી અને સકલ જીવન માંય છેલ્લી.



# आर्यसंसार.

( લાવણી. )

( ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ—એ રાહ. )

ધન્ય એ આર્ય તણો સંસાર, ધન્ય ગૃહજીવન પરમ ઉદાર;
શત દલથી દિનરાત સુહાતાં, કોટિક કુળકહ્લાર.
ધન્ય ગૃહજીવન પરમ ઉદાર, ધન્ય એ. ( ટેક. )

એક ગૃહ–મંડપને આધાર,
એક આવાલરસે વધનાર;
વિસ્તરી દ્દાદ્દાવેલ્ય વિશાળ,
અર્પતી સમયસમય રસફાલ.

મધઝરણી મધમાખ મળી મધુ ભરતી મધુપુટ માંય,
સેવી संहतिः कार्यसाधिका સાધે વિજય સહાય.
સાચવે સ્નેહભર્યો સહકાર,
બાળ ને વૃદ્ધ તરૂણ નરનાર. ધન્ય૦

વૃદ્ધ જ્યાં વડિલ તણું શિરછત્ર,
છાંય શીતળ દેતું સર્વત્ર;
સહી આગંતુક સહુ આઘાત,
સદા સંભાળે નિજ સંઘાત.

એ કુલપતિને વીંટી વસતો પ્રેમભર્યો પરિવાર,
અનુભવના ઉદ્‌ગાર ઉકેલી સમજે જનવ્યવહાર.
જગતની નૌતમ એક નિશાળ,
શીખે અણુશીખ્યાં જ્યાં સહુ બાળ. ધન્ય૦

કૈંક નવલાં યુગલો સકુમાર,
પ્રણયરસતરસ્યાં ઉત્ક અપાર;
કુટિલ દૃગ મેળવી કો પળવાર,
હૃદય હસી કરતાં પ્રેમપ્રસાર.

દિનભર સ્નિગ્ધ સ્વજનપરિવેષ્ટિત સ્નેહરસે સિંચાય,
વિપ્રયોગ સંયોગ તણાં સુખ અનુભવતાં ઉર માંય.
પળપળે અમીરસ પીતાં જાય,
અતૃપ્તિ તોય ન ઓછી થાય. ધન્ય૦

નારીઓ અંતર સૈદનનિવાસ,
કાર્યથી પામી કૈં અવકાશ;
સાસુ, નણદી ને સુતવધૂવૃંદ,
અલૌકિક અનુભવતાં આનંદ.

મૃદુ ગુંજનથી રસભર હૃદયે ગીત શીખે ને ગાય,
કદી મીઠાં મહિયરનાં સ્મરણો અંતરમાં ઉભરાય.
પરસ્પર ઝીલે આંસુની ધાર,
મેળવે સહજ હૃદયના તાર. ધન્ય૦

ઉછેરે વડિલો સુતસંતાન,
કરાવી દ્વિગુણ પ્રણયરસપાન;
અમરને દુર્લભ એ ઉત્સંગ,
સેવતાં હૃદય ધરે નવ રંગ.
'વહુ' સંબોધનથી સંબોધે જનનીને જ્યાં બાળ,
એ રસમાં અવગાહન કરતાં છૂટે જગજંજાળ.
હર્ષના અંતર હોજ ભરાય,
રમ્ય રોમોદ્ગમ પ્રતિ પળ થાય. ધન્ય૦

દુઃખ સુખ સંગતિથી સેવાય,
મળે વિષ તે પણ વ્હેંચી ખાય;
એક બીજાની હુંફ પમાય,
હૃદયની સર્વ વ્યથા વીસરાય.
સ્વાર્થત્યાગ ને સંયમ સહજે પળપળ જ્યાં પોષાય,
ઉરઔદાર્ય સહનવૃત્તિથી કૈં કાઠિન્ય કપાય.
નહિ ઉદરંભરિતાનું નામ,
ભેદ ભૂલવતું એ રસધામ, ધન્ય૦

તરૂણ દંપતીની ગુંજન ગોઠ,
શિશુકમંડળનો વિમળ વિનોદ;
બાલ નણદીની રસભરી રાવ,
ભ્રાતૃજાયાનો વત્સલ ભાવ.

જ્યેષ્ઠહૃદયની વિશદ વૃત્તિઓ, દિયર પ્રણયપરિહાસ,
શ્વશુર તણાં શિક્ષાનાં સૂત્રો, સાસુ ઉર ઉલ્લાસ.
સર્વનો યુગપત્ અનુભવ થાય,
સ્વર્ગની ઇચ્છા ત્યાં વીસરાય. ધન્ય૦

વ્યોમમાં વિચરે કોસ હજાર,
ગ્રહો સૌ ગ્રહી ઉચિત અધિકાર;
સૂર્યનું તેજ ઝીલે તન માંય,
નહિ આકર્ષણ અળગું થાય.
નહિ સંબંધ ઘટે ગ્રહપતિનો દૂર છતાં પણ લેશ,
તેમ આર્યકુલબાળ કાર્યવશ સેવે દેશ વિદેશ.
પરંતુ એક હૃદયનાં અંગ,
ભાગ્ય ભોગવવામાં સહુ સંગ. ધન્ય૦

વિવિધ અંતરના વિવિધ વિચાર,
વિવિધ કર કેરો કૃતિવિસ્તાર;
વિવિધ મતિશોધિત વિવિધ ઉપાય,
સર્વનો લાભ સહજ લેવાય.
અગણિત સુભગ શિખંડ સજેલો જેમ શિખી સોહાય,
અગણિત અંશુ થકી નભ ભરતો દિનકર દિવ્ય જણાય.
અખંડિત એમ રહી ચિરકાળ,
આર્યકુળ ખેલે રાસ રસાળ. ધન્ય૦

---

# બ્હેન.

( હરિગીત. )

દીઠાં હજારો હૃદય મીઠાં સ્નેહથી સત્કારતાં,
મૃદુ વચનથી, મૃદુ હાસ્યથી ઉરને અધિક આકર્ષતાં;
સંકટ વિષે સંગે વસીને ભેદભાવ ભુલાવતાં,
કોટિ પ્રયત્ન કરી કરી આશ્વાસ અનુદિન આપતાં.

પણ એ અલૌકિક એક અંતર, એ છવિ રસઘેલડી,
નહિ નહિ મળે નરલોકમાં એ જગત–જુદી બ્હેનડી;
એ ઉમળકા અંતર તણા, એ આશીષો અણુચિંતવી,
નહિ ક્યાંય નિરખી નયનથી એ ભાવભર ભાગીરથી.

એ પ્રણુગ નહિ વ્યવહારનો, નહિ સૃષ્ટિના સંબંધનો,
નહિ જ્ઞાન કે અધિકારનો, નહિ એક પણ અભિલાષનો;
એ હૃદયના ઉંડા હૃદયનો પ્રેમ કોઇ અમાનુષી,
અપરાધ કોટિ કુઠારથી છેદાય નહિ ક્યારે જરી.

એ પક્ષપાત અપૂર્વ, એ પ્રેમી હૃદયની અંધતા,
એ વિસ્મૃતિ વ્યવહારની, નહિ કો ઇતર રસપાત્રમાં;
સાસુ અને નણુદી સમીપે શ્વશુરનું ગૃહ સેવતાં,
પળપળ વદે બની પ્રણુયપુલકિત 'વીરને વધતી ખમા' !

સખીવૃંદમાં સંગીત કરતાં, બાળને હુલરાવતાં,
ગંભીર હૃદયે સ્મરણ પ્રકટે 'વીર'નું પળવારમાં;
'મામા' તણા મૃદુ શબ્દથી શીખવે શિશુકને બોલતાં,
એ સમય અંતર માંહિ અદ્ભુત ઉદ્ભવે કૈં આર્દ્રતા !

અભિધાન કયારે વીરનું એ શ્રવણ સહસા સાંભળે,
ઊડે અધીરૂં હૃદય, દશદિશ તરલ નેત્ર ફર્યાં કરે;
ને 'વીર' ની કૈં વાત વદતાં નયન જલ આવી રહે,
રૂંધાય કંઠ, ભરાય અંતર, બ્હાવરી બાળા બને.

એ મિષ્ટ મહેરામણ મનુજનો રસ અનવરત રેલતો,
છોળો ઉડાડી ક્ષણુક્ષણે ભવમાર્ગને ભિંજાવતો;
પાષાણ પણ પીગળી પડે એ સ્નેહસાગર સેવતાં,
પાંડિત્ય પણ પાછું વળે એ અજબ ઉર ઉકેલતાં.

એ વીરઉરવાડી પરે ઝીણી વરસતી વાદળી,
શત કોસથી પણ સહજ શીતળ છાંય પળપળ આપતી;
કૈં વરસ વરસી હોય ! અંતે આભમાં ઊડી ગઈ !
સૂના હૃદયને સહજ રોદન એકલું આપી ગઈ !

કંઈ શૂન્ય વીતી 'વીરપસલી' સ્મરણથી સંતાપતી,
ને નયનજલકણમાલિકા ઉપહાર કાજ અપાવતી;
'અસ્તિત્વમાં ન મહત્ત્વ' એ જગનિયમ મેં સાચો કર્યો !
આજે અરે ! તુજ પ્રણય બ્હેની ! શુષ્ક હૃદયે ઓળખ્યો !

સૂની બની મુજ એ દિશા, ઓવારણાં અટકી ગયાં,
ને સ્નેહભીનાં 'ભાઇ' નાં સંબોધનો સળગી ગયાં;
એ વેલ્ય મીઠી વ્હાલની સૂકાઇને રજમાં મળી,
ના કોઇથી પૂરાય એવી એ સ્થલી ખાલી થઈ!

---

## સ્વપ્ન.

( મંદાક્રાન્તા. )

આશાઘેલાં કંઈક ઉરને અંક માંહે ધરીને,
ને સંદેશા પ્રણયરસિલા કૈં જનોના ગ્રહીને;
વ્હાલા મારા જનપદ ભણી સિંધુમાર્ગે જવાને,
ઉભી નૌકા પથ નિરખતી સજ્જ સામે થઈને.

આ ઉત્સાહી પથિક નવલા હર્ષ ભાવે ભરેલા,
વ્હાલાંઓનું મિલન વરવા વ્હાવરા શા બનેલા!
કેવાં એનાં ઉર ઉછળતાં! સ્નિગ્ધતા શબ્દમાં શી!
દૃષ્ટિ કેવી ચપળ ફરતી નવ્ય તેજે ભરેલી!

એ સદ્‌ભાગી કંઈક દિનમાં દેખશે જન્મભૂમિ,
ને આનંદે નમન કરશે પાવની પાંસુ ચૂમી;
વ્હાલાંઓના વ્યથિત ગણને ભાવથી ભેટશે એ,
સંભાળેલી ધરી ચરણમાં ભેટ સંતોષશે એ.

ઉંડો અગ્નિ પ્રિયવિરહનો એમ બુઝાવશે એ,
તે સિંચાશે પ્રણયરસથી, સર્વને સિંચશે એ;
કાલાં ઘેલાં શિશુકવચનો અંતરે ધારશે એ,
હર્ષાવેશે પુલકિત બની સ્નેહથી સ્પર્શશે એ.

રે ! કેવું આ અજબ સુખ એ દેખશે હાય ! ક્યારે !
ને એ મોંઘું ફળ તપતણું પામશે હાય ! ક્યારે ?
ઊડી ઊડી પ્રતિ પળ વિષે ચિત્ત તો નિત્ય જાય,
આવે પાછું અશરણ અરે ! દેખતાં ના ઉપાય !

બંધાયેલું શરીર કપરી વૃત્તિનાં બંધનોથી,
ના છૂટે એ વિવશ શુકવત્ પિંજરાને ઉવેખી;
જો ! આ નૌકા ચલિત બનતી, મંદ ને શીઘ્ર જાતી !
જોતાં જોતાં ગઈ વિહગ શી દૃષ્ટિમર્યાદ મૂકી !

એને દેખી રવિ પણ અરે ! દોડતો જાય કેવો !
સંભારીને સ્વજન, ગગને ઊડતો હોય એવો !
એની આશા પણ પળ પછી સર્વથા પૂર્ણ થાશે,
ને શાંતિની નિજ સદનમાં પેસીને નિંદ લેશે.

વીત્યો અંતે દિવસ વસમો નિત્યવત્ વર્ષ જેવો,
ને આ કાળો તિમિરપડદો વિંધતો વ્યોમ આવ્યો !
નિદ્રા કેરા કુલિશકરનો કારમો ભાર લાગે!
ને ઘેરાતાં નયન સહસા, ચિત્ત હિંચે વિચારે.

* * * * *

ઓ દેખાણી ! હૃદય રમતી મીઠડી માતૃભૂમિ !
ને એ મારા પ્રિય નગરની વિસ્તરી વૃક્ષરાજી !
કેવાં ચોંપે ચરણુ ઉપડે ! શ્વાસ હૈયે ન માય
આ શેરી, આ સદન સઘળું આવતું જો જણાય !

ને આ સામે હૃદય હરતું ગેહનું મુખ્ય દ્વાર !
દોડંતાં કૈં રમત કરતાં બાળકો આ બહાર !
દેખી દોડયાં ભુજ ભરી ભરી જો મને ભેટતાં એ !
"આવ્યા બાપુ !" કહી ચરણુને ચાહીને ચોંટતાં એ !

નાનો બાલુ ઉછળી ઉછળી બાઝવા કંઠે જાતો,
તેડી લીધો પણ પકડીને હસ્ત એ કાંઇ કે'તો !
"સૂતો મૂકી શયનતલમાં ક્યાં ગયા'તા છુપાઈ ?
"શોધ્યા મેં તો બહુ સમય આ ગામને શેરી માંહિ.

"ઘાંટો પાડી પછી પરવશે ખૂબ રોતો હતો હું,
"સંબોધીને કંઈક તમને સાદ દેતો હતો હું;
"રોવું મારૂં સકળ શ્રવણે તો તમે સાંભળેલું,
"તોએ આવ્યા નહિ ઝડપથી રે ! ગમ્યું કેમ એવું ?

"આવ્યા અંતે, નહિ દઉં હવે ક્યાંય ક્યારે જવાને,
"ને છોડી હું ખચિત તમને ના જરા જાઉં બ્હારે;
"રાત્રિમાંએ સહશયનથી બાથ ભીડીશ બાપુ !
"નિદ્રા લેતાં કર પકડીને રોકી રાખીશ બાપુ !

"ચાલો મારાં સહુ રમકડાં બ્હાર લાવી બતાવું,
"લાવી આપું સરસ સુરતું ભાઈનું રમ્ય વાજું !
"ચાલો ! ચાલો ઘરમહિં ! " કહી અંગ સર્વે ઉછાળે,
ને બોલાવે નિજ જનનીને હર્ષઘેલો બનીને.

ઉભી વ્હાલી શ્રવણુ ધરતી આવીને ઓશરીમાં,
ને સારે કેં નયન મહિંથી આંસુઓ હર્ષ કેરાં;
ઊડે એનું હૃદય રસિલું ભેટવા ભાવભોળું,
ને ઓચિંતું વદન વિકસે શબ્દસત્કાર સારૂ.

તેડેલા એ લઇ શિશુકને ચાંપતી અંગસંગે,
સ્પર્શાયેલા સુતશરીરને સ્પર્શથી સ્નેહભાવે;
ઉભી જોતી મુજ તનુ તણું માપી આરોગ્ય લેવા,
ને ચાહે કેં પ્રણુયઝરતો હા ! ઉપાલંભ દેવા !

ઓ ! વ્હાલાંઓ ! વિષમ વિરહે મેં ધકેલી રીબાવ્યાં !
સ્વાર્થે રોકી શરીર, તમને દૂર હા ! દૂર રાખ્યાં !
છોડી, છેટે જઈ મન થકી મુંઝવ્યાં મેં તમોને,
મુંગે મોઢે સહન સઘળું તે તમે કીધ નિત્યે.

છોડી આવાં સ્વજન, ઘડીએ ના હવે દૂર જાઉં,
ચિંતા માંહે તમ હૃદયને ના ફરી વાર નાંખું !
જે વીત્યું તે વીતક ઉરથી ભૂલજો બાળ મારાં !
ના દુભાવું ફરી પરહરી સ્નિગ્ધ ચિત્તો તમારાં.

આવો મીઠો અમરફુળ શો મેં ઉવેખ્યો પ્રસંગ,
સ્વપ્નામાંએ નવ વીસરજો સ્નેહીનો સ્નિગ્ધ સંગ !
જાહ્‍ની પીવી ત્યજી, વિરચીને પાતળી રાબ પીશું !
કિંતુ નાનાવિધ વિરહના તાપથી ના બળીશું.

*    *    *    *    *

હા ! ઓચિંતો પદરવ પડયો કોઇનો કર્ણદ્વારે,
ઊડી નિદ્રા, ચકિત નયનો આ ફરે આસપાસે;
વ્હાલાંઓના રૂદિત ઉરનાં આંસુઓથી ભરેલો,
આવી સામે પગ પર પડયો કારમો પત્ર પેલો !

ક્યાં વ્હાલી ! ક્યાં શિશુકગણ ! ને ક્યાં ગયું ગામ મારૂં?
ક્યાં એ કેલિ રસ વરસતી ? ના મળે નામ તેનું !
એ વૃત્તિ, એ સ્થિતિ હૃદયની, એ અકારી ઉપાધિ !
તે ઘાંચીના બળદ પરની ધુંસરી એજ પાછી !

---

## पत्रप्रतीक्षा.

( શિખરિણી—અનુષ્ટુપ્. )

અધુરાં આટોપી સકળ નિજ કાર્યો સદનનાં,
ત્યજી સંબંધી ને સહચરી તણો સંગ સહસા;

સમીપે આવેલો સમય ગણી પત્રાગમ તણો,
ગવાક્ષે ઘેલી શી યુવતી જતી દોડી ઝટ અહો !

વ્હાલાના પત્રની જોતી વાટડી કૈંક વિભ્રમે,
આતુર ચક્ષુઓ એનાં શેરીમાં સઘળે ભમે.

જતા ને આવંતા પથિક સહુને એ નિરખતી,
અધુરો ને આછો વદન પર કૈં ઘુંઘટ ધરી;
રહી જોતી દૂરે અનિમિષ દૃગે આતુર બની,
રહી રોકી સંગે સતત ઉરને એ સ્થળ ભણી.

અગાધ સિંધુ શા ઘેરા માનવીસમુદાયમાં,
દૂતને શોધતાં એનાં ચક્ષુઓ તરતાં હતાં.

કંઈ દૂરે અંતે નયનપથમાં એ જન પડ્યો,
પિછાણ્યો ને પેખ્યો હૃદયતલમાં સત્વર જડ્યો;
ગતિ જોતી એની પ્રતિ પદ પરે દૃષ્ટિ ફરતી,
અનેરા ઉલ્લોલે અધિક ઉરવૃત્તિ ઉછળતી.

પત્રના પુંજમાં પેસી વ્હાલાનો પત્ર શોધતાં,
વ્હાવરાં નેત્ર એ ચોંટી દૂતના કરમાં ગયાં.

અને ધીરેથી એ તરુણ પણ આવે નિકટમાં,
અધીરું હા ! ઊડે હૃદય ઝટ નીચે વહી જવા !
ઘડી પૂછી લેવા અધિક અબળા આતુર બને,
પરંતુ લજ્જાનું સ્મરણ રસનાને ગ્રહી રહે.

પરાયો ને અસંબંધી પત્રવાહક એ હતો,
તથાપિ ચિત્તચક્ષુને કેમ એ રોકતો થયો ?

ખરે ! વ્હાલાં કેરા સહજ પણ સંબંધ સજતા,
પદાર્થો પ્રાણીને જરૂર પ્રિય લાગે જગતમાં;
લખેલો વ્હાલાનો પ્રિયતર બને પત્ર ઉરથી,
અહીં લાવે તેને પ્રણયી ઉર ચાહે કયમ નહિ ?

વ્હાલાના પ્રેમપત્રોને સર્વદા એજ લાવતો,
અને એ ઉજ્જવલા યોગે વ્હાલો અંતરથી હતો !

હજારો પત્રોને પ્રતિ સદન વાંચી વિતરતો,
નવાં કૈં કૈં નામો વદન થકી વચ્ચે ઉચરતો;
ક્રમાત્ આવ્યો અંતે ચરણ ધરતો એ ઘર ભણી,
રહી જોતી દૃષ્ટિ શ્રવણઉરનો સંયમ કરી.

હમણાં દ્વારમાં નક્કી વ્હાલાનો પત્ર નાંખશે,
એકની એક એ આશા ઉદ્દભવી રહી અંતરે.

પરંતુ પાસેથી ક્ષણ મહિં અગાડી વહી ગયો !
અરેરે ! ના એકે દલ સદન માંહે દઈ ગયો;
નિરાશાનો ઉંડો કઠિનતર આઘાત સહતી,
રહી જોતી જોતી વિકળ સરખી સ્તબ્ધ યુવતી.

તથાપિ ના જતી આશા, ગૃહ ભૂલી ગયો હશે,
હજીએ પત્ર વાંચીને આપવા ફરી આવશે !

જતો દૂરે દૂરે અહહ! ફરી પાછો નવ વળ્યો,
બિચારી બાળાનો હૃદયશ્રમ સૌ નિષ્ફલ ગયો!
ઘડીમાં સંતાપો અહિતશતના કૈં મચી રહ્યા,
રડાવી, સંતાપી વ્યથિત ઉરને એ ફરી રહ્યા.

વિશ્વાસ ના હજુ આવે! પત્રાભાવ ન સંભવે,
દૂતની પાછળે દોડી જવા એ ચિત્ત ઊછળે.

પરંતુ એ લજ્જા તુરત ફરી આડી ફરી વળી,
અરે! પ્રેમી કેરી ઉર અવદશા ના સમજતી!
અજાણી અંધારી નયન પર અંતે ઢળી ગઈ,
પડી હા! પૃથ્વીમાં વ્યથિત વનિતા મૂર્છિત બની!

---

# पत्रदर्शन.

( તોટક. )

દિન કૈંક તણા પરિતાપ પછી,
અતિ અંતરના ઉકળાટ પછી;
રસવાહક નૂતન મેઘ સમો,
પ્રિયનો દગ આગળ પત્ર પડયો!

બહુ દૂરથી અક્ષર ઓળખતી,
નવલા કંઈ ભાવ ઉરે ભરતી;

હરિણી સમ એક છલંગ ભરી,
યુવતી ઝટ પત્ર કરે ગ્રહતી.
પ્રિય અક્ષર એ હૃદયેશ્વરના,
રમણીય મનોહર મૌક્તિક શા;
દગમાં ઉરમાં ય જડાઈ જતા,
મધુરા મિલને મધુરે હસતા.
પ્રિયના કરનો શુચિ સ્પર્શ કરી,
પ્રિયમાનસને મન માંહિ ભરી;
અતિ દુર્લભ કો અતિથિ સરખો,
પ્રિય પત્ર બની હૃદયે રમતો.

કંઇ શૈત્ય અલૌકિક ઉદ્દભવતાં,
તનુરોમ અચાનક જાગી જતા;
ઉરમાં ઘડી શ્વાસ સમાય નહિ,
વપુ કંપ ત્યજી સ્થિર થાય નહિ.
અતિ કંપિત એ કરને અડતાં,
ધરી પત્ર રહ્યો નવ ચેતનતા;
ઉર શું ઉર સ્નેહભર્યાં મળતાં,
કર પત્ર પરસ્પર નાચી રહ્યાં.
ગૃહનું, જગનું નવ ભાન રહ્યું!
જડ પત્ર તણું નવ ધ્યાન રહ્યું;

પ્રણયામૃતના રસપાન થકી,
નવલી સુરતા હૃદયે પ્રકટી.

અહી પત્ર ઉખેડતી આંગળી એ,
સ્થિરતા ધરી ના શકતી ઘડી એ;
પણ આખર દૂર થયો પડદો,
પ્રિયનો પ્રિય પત્ર બહાર પડયો !

ઘડી આદિ જુએ, ઘડી અંત જુએ,
ઘડી મધ્ય વિષે કંઇ દૃષ્ટિ કરે;
નહિ વાચનનો ક્રમ સાચવતી,
રહી વાંચતી તોય ન વાંચી શકી !

હૃદયેશ અનામય છે સુખમાં,
સમજ્યું ઉર એકજ સાર અહા !
હતી કૈં વ્યવહારની વાત લખી,
પણ અંતરમાં ઉતરી ન શકી.

બહુ વાર વધુ વધુ વાચનથી,
પ્રિયપત્ર લીધો શ્રમથી સમજી;
નહિ તૃપ્તિ તથાપિ ઉરે વિલસે,
ફરી વાંચી રહી બની આતુર એ !

ઘડી ચાંપતી ઉત્સુક અંતરથી,
ઘડી ચૂમતી મુગ્ધ બની મુખથી;

ઘડી સ્તબ્ધ બની વળી જોઇ રહે,
ઘડીમાં હસતી જતી કાંઈ કહે !

પ્રતિ અક્ષરમાં, પ્રતિ શબ્દ વિષે,
પ્રતિ પંકિત વિષે, પ્રતિ વાકય વિષે;
પ્રિયની મનમોહક મૂર્ત્તિ વસે,
રસગુંજનથી રસ ભવ્ય ભરે.

બહુ વાચનથી મુખપાઠ થતાં,
ઉરથી સહુ વાકય વદાઈ જતાં;
ધરી પત્ર પડે ગૃહકાર્ય વિષે,
પણ એ વચનો ઉરમાં વિલસે !

રહસિ કદી સ્વાસ્થ્ય જરી મળતાં,
લઈ વાંચતી પત્ર ફરી કરમાં;
કંઈ અર્થ અનેક નવા ઉપજે,
પ્રિયસંસ્મરણો સઘળાં પ્રકટે.

મુનિ પાણિનિના ભટ દીક્ષિત શી,
ત્યમ વ્યાસ તણા શુચિ શંકર શી;
રસસૂત્ર સમાં સહુ વાકય અહીં,
ઉરથી કંઈ ભાષ્ય ભલું રચતી !

દિન એક ઘડી સમ એમ ગયો,
રજનીભરમાં રસ એજ રહ્યો;

ફરી જાગતી રમ્ય પ્રભાત થતાં,
રહી પત્રની એ ઉર વાટ અહા !
ફરી એજ વિયોગની તીવ્ર વ્યથા!
ફરી એજ અનુપમ આતુરતા;
ફરી શકિત એ ઉરની ભ્રમણા!
ફરી એજ અતર્પણુ અંતરમાં !

## नवुं वर्ष.

( વસંતતિલકા. )

ઉગ્યો હતો ગત દિને દિનનાથ જેવો,
આજે થયો ઉદિત ભર્ગભરેલ એવો;
ને સર્વ ભૂત દિનનો પણુ એજ ભાનુ,
ભાવિ અનંત યુગ ઉજ્જવલ રાજ્ય એનું.
તો આજ કાં નવલ ભાસ્કર ભવ્ય ભાસે ?
ને કાં નવું સ્મિત ઉષાવદને વિરાજે ?
મીઠું પ્રભાત રમણીય વિશેષ કાં છે ?
કાં વાતવીચિ કંઈ હર્ષ અપૂર્વ આપે ?
એ સૂર્ય, એ અનિલ, એજ ઉષા રસીલી,
એ નિત્યની સકળ શાશ્વત કાળકેલિ;
કિન્તુ મનુષ્યમન માંહિ નવીનતા છે,
આશા તણા નવલ અંકુર ઉદ્ભવ્યા છે.

કે નવ્ય પ્રેમ હૃદયે પ્રકટી રહ્યો છે,
ને રોમરોમ, નયને ઝળકી રહ્યો છે;
એ દૃષ્ટિ નવ્ય બલ, તેજ, ઉમંગવાળી,
આ વિશ્વનાં વિવિધ દૃશ્ય રહી નિહાળી.

સર્વત્ર એ અભિનવત્વ વિલોકનારી,
સંસારમાં સુભગ સ્વર્ગ રચાવનારી;
ઉત્સાહ અંતર અખંડિત આપનારી,
સૌંદર્યની રસભરી જનની રૂપાળી.

એ દૃષ્ટિ સર્વ સમયે સરખી રહે જો,
જુના અને નહિ નવા દિન તે જુએ તો;
ને વૃત્તિ અસ્ખલિત એજ વસે વિશાળી,
તો દૂર થાય નહિ એક દિને દીવાળી.

કિંતુ હશે ઇતર અંતર માંહિ કાલે,
આ ભવ્યતા નયન એ નહિ લેશ ભાળે;
આનંદ ને પ્રણય સર્વ સમાઇ જાશે,
પાછા પ્રપંચપડ વિશ્વ પરે વિંટાશે.

ને ભ્રાતૃભાવ પણ ભૂલભર્યો ગણાશે,
જ્યાં ત્યાં મહા સમરથી મનુજો મરાશે;
આત્માપરાધફલ પ્રાણી સમસ્ત પાસે,
હા ! કાળને કરી કલંકિત દોષ દેખે !

વૈષમ્ય એ મનુ તણા તનુજો ! વિદારો !
ના કાળની કૃતિ વિષે કંઇ ભેદ ભાળો !
એથી તમે અમરથી અધિકા ગણાશો,
નિત્યે નવા દિન તણો ઉર હર્ષ લેશો.

---

## उपकार.

( હરિગીત. )

ઉપકાર શાનો મિત્ર ! માને ફરજ કૈંક બજાવતાં ?
ઉપકાર શાનો ધર્મને ચીલે ઘડીભર ચાલતાં ?
જે મૂલ્ય સાટે જીંદગી લીધી ખરીદી આપણે,
અણ્વંશ તેનો આપતાં ઉપકાર શો ગણવો ઘટે ?

પળ પળ તણાં કર્ત્તવ્ય કોટિ મનુજજીવનમાં ભર્યાં,
તે ... બજાવે માનવો, નહિ કોઈથી પૂરાં થયાં;
કર્ત્તવ્યક્ષેત્ર વિશાળ તેની સીમ ના નજરે પડે,
દોડે ભલે દિનરાત પણ નહિ પાર કો પામી શકે.

નિજ સ્વાર્થકારણ ઝૂઝવું, પશુધર્મ એ મનુજાતમાં,
પરહિતપરાયણ વૃત્તિમાંજ મનુષ્ય કેરી મનુષ્યતા;
એ મુખ્ય માનવધર્મ જે સમજી પ્રણયથી પાળશે,
એનો કશો ઉપકાર ગણવો ? ફરજ જેહ બજાવશે.

કો સ્વાર્થથી, કો સ્નેહથી, કો ધર્મથી, કો લાજથી,
લૌકિક અલૌકિક એષણા, કરૂણા, સ્વભાવ, વિવેકથી;
સત્કર્મ સાધે માનવો કો પૂર્વના સંયોગથી,
કારણ વિનાનાં કાર્યને અવકાશ આ જગમાં નથી.

ચુકવે ફરજનું કરજ તેને શાહુકાર ભલે કહો,
પણ એ ઉચિત વ્યવહારથી ઉપકાર શો એનો થયો ?
હા ! સ્તેનવૃત્તિ અધમ વધતી જાય અનુદિન આપણી,
દેવા તણી દાનત નથી જે જન્મકાજ લીધું ગણી !

એથી થયો ઉપકારનો વ્યવહાર આ સંસારમાં,
આશ્ચર્ય ભાસે એ થકી જનના સહજ જનકાર્યમાં;
ઉપકારનો ઉચ્ચાર એ ઉચ્ચાર કેવળ ભેદનો,
ઉપકારના ઉચ્ચારમાં વિધ્વંસ છે વિશ્વાસનો.

ઉપકારનો વ્યવહાર એ આત્મીય માત્ર અપૂર્ણતા,
ઉપકારનો વ્યવહાર એ કર્તવ્ય કેરી ભ્રષ્ટતા;
ઉપકારનો ઉચ્ચાર એ તો સ્નેહ વિષયે શૂન્યતા,
ઉપકારનો ઉચ્ચાર એ વ્યવહાર કેરી વંચના.

ઉપકારનો ઉચ્ચાર એ અજ્ઞાન પ્રભુસંકેતનું,
ઉપકારનો ઉચ્ચાર એ નૈર્બલ્ય અતિશય આપણું;
ઉપકારનો ઉચ્ચાર એ અપમાન માનવજાતનું,
ઉપકારનો ઉચ્ચાર એ ભસ્મીકરણ શુચિ ભાવનું.

કર્તવ્યનિષ્ઠ શશાંક સવિતા સર્વદા નભ સંચરે,
વરસે જલદ જલ ને ધરિત્રી પ્રાણીને હૃદયે ધરે;
સહકાર મિષ્ટ ફલો સમર્પે, સલિલ શુચિ સરિતા વહે,
એ સર્વ સિદ્ધ સ્વભાવથી, ઉપકાર ના એકે કરે.

એ દિવ્ય સત્ત્વો મનુજને કર્તવ્યપંથે પ્રેરતાં,
'આપો કરજ શિરપર ચડેલું' એ નિરંતર બોધતાં;
ઉપકાર કરવા માનવાની વીસરી અનુદારતા,
સત્પ્રણય પ્રભુને પૂજવાનો પુણ્ય પાઠ ભણાવતાં.

---

## मानवहृदय.

( ગરબી. )

( મ્હેમાનો વ્હાલાંઓ ! પુનઃ પધારજો. એ રાહ. )

કેવાં એ અતિ કઠિન હૃદય મનુજાતનાં !
  કેવો એ વિષકીટ તણો વ્યવહાર જો !
શાં શાં દ્રવ્ય વડે એને સરજ્યાં હશે !
  કેવો એનો કઠિન હશે ઘડનાર જો ! કેવાં. ( ટેક. )

જે આઘાતો પત્થર નહિ ઝીલી શકે,
  વજ્ર થકી પણ ના ઘડીએ વેઠાય જો;

તેને સહન કરી વિચરે સહુ કાર્યમાં,
ઉંડા જખમો પણ પળમાંય રૂઝાય જો. કેવાં૦

પ્રાણ તણાં પણ પ્રાણ સમોવડ બાળકો,
અંતરથી અળગાં ઘડીએ ન રખાય જો;
સળગાવીને ઘોર ચિતામાં હાથથી,
સુખનાં સાધન અન્ય પળે સેવાય જો. કેવાં૦

જીવ થકી પણ જુદાં નહિ જનજોડલાં,
એક બીજાને સહજ સમર્પિત પ્રાણ જો;
એક જતું ને અવર રડી જોતું રહે !
ઘરમાં પાછું એ જગનું ઘમસાણ જો. કેવાં૦

અંક વિષે ઉછરેલી સ્નેહભરી સુતા,
પરદેશે પરહસ્ત પરાધીન થાય જો;
મંગલમય એ ઉત્સવ મનથી માનતી,
જનની મુખથી ગીત મનોહર ગાય જો. કેવાં૦

વ્હાલાં નિજ જન મરણ થકી વૈરી બને,
અઘટિતનાં પણ આશ્વાશન ઉચરાય જો;
ક્ષણમાં તૂટે સાંકળ શાશ્વત સ્નેહની,
ને એ ખાતું સહજે ' સરભર ' થાય જો. કેવાં૦

દશ દિશ ફરતો દાવાનળ સળગી રહ્યો,
વિલસે સામે દૃષ્ટિનિકટ વિનાશ જો;

આંખ મીંચીને એમાં પણ ધસતાં રહે,
  સતત નિરાશામાં અવલોકે આશ જો. કેવાં૦

સર્પ તણો નહિ એકે દંશ સહી શકે,
  વિષના એકજ કણથી પ્રાણ ત્યજાય જો;
પળ પળ પીતાં ગરલ તણા એ ઘુંટડા,
  જઠર વિષે જીરવતાં વરસો જાય જો. કેવાં૦

તીવ્ર વ્યથાના ચસકા ક્ષણ ક્ષણ ઊછળે,
  પરવશ કરી ભૂલાવે તનનું ભાન જો;
તોય મથે સહુ વ્યાપૃતિને સત્કારતાં,
  હાસ્યરૂદનનું અનુભવતાં અવધાન જો. કેવાં૦

વિષપીયૂષ સમાવે ભાજન એકમાં,
  સુખદુઃખનો સાધે યુગપત્ સંયોગ જો;
તેજતિમિરથી મુંઝવતો પથ કાપતાં,
  અકૂળ વિષયમાં અંધ કરે ઉદ્યોગ જો. કેવાં૦

## एक उत्तर.

( મન્દાક્રાન્તા. )

વ્હાલા કેશ વિલયસમયે ઉચ્ચ આશ્વાસ દેતો,
ને શિક્ષાનાં વચન વહતો સાંપડ્યો પત્ર તારો;

સાચું તારૂં કથન સઘળું ધૈર્યની શીખ દેતું,
ને બોધે તું સહન કરવા સર્વથા એય સાચું.

કિન્તુ "વ્હાલો નહિ તનુજ એ, પૂર્વનો કોઈ વૈરી,
"ને આવેલો હૃદય હણવા" ના ગમે ઉકિત એવી;
જેના જન્મે હૃદયતલમાં પ્રેમનું બીજ રોપ્યું,
ને ક્રીડાઓ વિવિધ કરતાં વૃક્ષ કીધું વિશાળું.

જે સંયોગે પ્રણય વિકસ્યો વિશ્વસૌંદર્ય જોતો,
જેના યોગે સહજ પ્રકટ્યા ભવ્ય વાત્સલ્ય ભાવો;
જેના યોગે અજબ મૃદુતા અંતરે ઉદ્ભવેલી,
જેના યોગે ઝરણ રસનાં આ રહ્યાં વિશ્વ રેલી.

જેના યોગે સહુ કઠિનતા વૃત્તિઓની વિલાણી,
જેણે કીધું જલ હૃદયને પ્રૌઢ પાષાણમાંથી;
જેના યોગે ઉર ઉછળતાં સ્નેહથી સદ્ય શીખ્યું,
નાચી રે'તું સતત નવલી લાગણીથી ભરેલું.

એ વ્હાલાને અરર ! ઉરથી માનવો શત્રુ મારે ?
ગાળો દેવી વિવિધ વસમી કાં તિરોભાવ કાળે ?
એ સ્નેહીને રિપુ સમજતાં કાં ન હૈયું હણાય ?
એવું કે'તાં વચન મુખથી કાં ન જીહ્વા કપાય ?

છોને એના ચિર વિરહના ઉગ્ર આઘાત લાગે !
છોને હૈયે અનલ પ્રકટી દેહ સુદ્ધાં દઝાડે !

છોને શોકે હૃદય રડતાં સર્વ રીતે સિદ્ધાય,
છોને ધાર્યું અફળ બનતાં કોટિધા કષ્ટ થાય !
તોએ વ્હાલો મુજ હૃદયને પામતાં જન્મ જેવો !
વ્હાલો વ્હાલો મરણમુખમાં પેસતાં આજ એવો;
મીઠાં એનાં કંઇક વચનો ચિત્ત માંહે ચડે છે,
ને કંપાવે અજબ ઉરના તારને તીવ્ર ઘાતે.

ગાતું કૈં કૈં કરૂણ કવનો ચિત્ત એથી રડે છે,
ને નિઃશ્વાસે મળ હૃદયના ભસ્મતાને ભજે છે;
એ આઘાતે દ્રવિત ઉરના પાતકો પીગળે છે,
ઉનાં અશ્રુ સહિત ટપકી સ્નેહશુદ્ધિ કરે છે.

વ્હાલા ! દૈવી રસ વિલસતો નિત્ય નૈરાશ્ય માંહે,
હૈયાને અમરઉરનો સંયમાસ્વાદ આપે;
મિથ્યા મોજે હૃદય ચડતું એજ પાછું હઠાવે,
ને ઉંડેરો વધુ વિકસતો એ અહંકાર ટાળે.

વાંચ્છા સર્વે સફળ બનવી નાશનું એજ મૂળ,
ને હૈયાને કઠિન કરતું સર્વથા એજ શૂળ;
વ્હાલા કેરી હજુ હૃદયથી વિસ્મૃતિ હું ન વાંચ્છું,
ચોંટી ચિત્તે રહી વિમળતા ત્યાગવા તે ન ઇચ્છું.

શીખ્યું હૈયું પ્રણય વહતાં જેહના જન્મયોગે,
શીખ્યું આજે સહન કરતાં તે તણા નાશયોગે;

સંબંધીનાં હૃદય રડશે સ્વાર્થનો નાશ થાતાં,
ના પ્રેમીને પ્રણયપથમાં રોદનો હોય એવાં.

સ્નેહી કેરા શુચિ રૂદનનું હાસ્ય મૂલ્ય ઉંચું,
સંકષ્ટે એ હૃદય રસના કૈંક આસ્વાદ લેતું;

એ આસ્વાદો દઇ અમરના ધામનું દ્વાર ખોલ્યું,
એ વ્હાલાને રિપુ હૃદયથી મિત્ર ! કયારે ન માનું !



## तन्मयता.

( દ્રુતવિલંબિત. )

શિર પરે તરણિ તપતો હતો,
અનિલ ઉષ્ણ વિશેષ થતો જતો;
હરિત ક્ષેત્ર તણા તટ ઉપરે,
સઘન શીતળ આમ્રતરૂ તળે.

શયિત હું ઘડી એક થયો હતો,
કંઇક સ્વપ્ન વિષે પડતો જતો;
વ્યજન વૃક્ષલતા કરતી હતી,
હૃદયનો શ્રમ કૈંક હરતી હતી.

નવલ ગાન તણા સ્વર અંતરે,
પડો અચાનક રાસ નવો રચે;
અજબ ચેતન માનસને મળ્યું,
કંઇ કુતૂહલથી ઝબકી ગયું.

કંઇક દૂર કૃષીવલકન્યકા,
મધુર ગાન રહી કરતી અહા !
ચપલ નેત્ર ચતુર્દિશ સંચરે,
પણ નહિ નજરે છવિ એ પડે.

ક્રમ થકી સ્વર ઉચ્ચ થતા હતા,
પણ પળે પળ દૂર જતા હતા;
અનિલસાગરનું ઉર વિંધતા,
શ્રવણમાં સહસા રસ રેડતા.

પ્રણયપૂરિત એ રસગીતડું,
સતત ઝીલી રહ્યું દિલ ડોલતું;
કર અચાનક તાલ દઇ રહ્યા,
ઇતર સૌ વ્યવહાર ત્યજી ગયા.

જગવિભેદ બધો વીસરાવતા,
અટકતા સ્વર આગળ ચાલતાં;
પણ સમીર થકી ન શકયા ખસી,
કકુભને વદને વિલસે વસી.

થઇ સમાપ્તિ મતિ ગણુતી હતી,
પણુ શકે ઉર ના દઈ સંમતિ;
હજુ મનોહર ગાન રહ્યું વહી,
શ્રવણુ સ્પષ્ટ રહ્યા હજુ સાંભળી.

અનિલને શીખવી ગઇ ગાન એ,
પુનિત પાઠ નિરંતર જો કરે !
વિહગના સ્વરમાં સ્વર એ મળ્યો,
તરૂ તણા પ્રતિ પત્ર વિષે વસ્યો.

ઘર ભણી દિન અસ્ત થતાં વળું,
વિમળ એ સઘળે સ્વર સાંભળું;
રજની આવતી એ હ્રદયે ધરી,
તિમિરમાં પણુ એજ રહ્યા તરી.

શશિસુધા સહ એ વરસી રહ્યા,
ઉડુમુખે પણુ એ ચમકી રહ્યા;
વહતી એજ વહી ગઇ શર્વરી,
અજબ આવી ઉષા સ્વર એ ગ્રહી.

નિવસતો જઇ ક્ષેત્ર વિષે ફરી,
મનુજ કોઈ પડે નજરે નહિ;
અચલ એકલ ગાન રમી રહ્યું,
ગગનગુંબજને ગજવી રહ્યું.

# प्रवास.

( હરિણી. )

ભવજલધિને તીરે ઉભાં હતાં સખિ ! આપણે,
કંઇ કુતુકથી એને જોતાં હતાં સખિ ! આપણે;
હૃદય હરતી કેવી એની વહી જતી વીચિઓ !
શ્રવણપુટમાં સંગીતોનો ધ્વનિ રસ રેડતો.

ઉર ઉછળતું એ સિંધુમાં પડી અવગાહવા,
સફર કરીને સામે તીરે કુતૂહલથી જવા;
કંઈ ઉતરતી નાની મોટી નિરંતર હોડીઓ,
પવનવશ સૌ ધીમે વેગે જતા પથગામીઓ.

ઉચિત સમયે નાની નૌકા ધરી લઈ સાગરે,
મધુર હસતાં આશાઘેલાં ધસ્યાં સખિ ! આપણે;
અનિલ મધુરો આવી સંગે પ્રવાસ કરાવતો,
પુલકિત કરી અંગે અંગે નવો રસ પૂરતો.

લલિત કરના મીઠા સ્પર્શે દિનેશ હસાવતો,
જલધિ પણ શો નવ્યાનંદે નિરંકુશ નાચતો !
કંઇ નિકટમાં વ્હાલાંઓની હતી તરિઓ જતી,
કંઇક સહસા દૂરે દૂરે જતી જલ કાપતી.

સફર વધતાં ઉંડાં ઉંડાં ગયાં જલ આવતાં,
કર કઠિનતા પામ્યા હોડી નિરંતર હાંકતાં;
જલલહરિઓ ધીમે ધીમે દીસે મહતી થતી,
પવન પણ કૈં વાતો ધાતો વધુ વધુ વેગથી.

તટનિકટની ના દેખાયે મનોહર માછલી,
ગિરિ સમ વડા ગ્રાહો વિંટી વળ્યા સહુ પાસથી;
પ્રણયબળથી તોએ વ્હાલી ! પ્રવાસ વધ્યો જતો,
ભય હૃદયને એકે અંશે નહિ અકળાવતો.

જલધિતલનાં મોંઘાં રત્નો વળી વચમાં મળ્યાં,
અતિ ભભકતા તેજે કેવાં તમિસ્ર નિવારતાં ?
શ્રમ સહજમાં એ સંયોગે જતો ઉરથી સરી,
અધિક બળ ને ઉત્સાહેથી જતાં વધુ વેગથી.

અહિં તહિં કંઇ આવે વચ્ચે સુશોભિત ટાપુઓ,
ઘડી શરણુથી શાંતિ દેતા સુમિત્ર સમા અહો !
સમય વધતાં હા ! આકાશે રવિ નમતો થયો !
કંઇક ભયનો છુપો ઓળો અચિંત્ય ઉરે પડયો.

શ્રમ હૃદય ને હસ્તે લાગ્યો કંઇ કંઇ દીસવા,
પણ ઉલટ તો ચાલી વ્હાલી ! ઉરે વધતી અહા !
દિન વહી ગયો, સંધ્યા વીતી અને રજની પડી,
તમ વરસતી વ્યોમે કાળી વધી ગઈ વાદળી.

અનિલ ઉલટયો, વીચિ વાધી, દિશા પણ ના દીસે,
થર થર થતી નૌકા નીચી જતી નમતી અરે !
અરર ! જલમાં રત્નો વ્હાલાં કંઈ ક્રમથી પડયાં !
પડ સલિલનાં એને ઢાંકી અનેક ફરી વળ્યાં.

હૃદય રડતાં ઉનાં અશ્રુ સરી દૃગથી પડયાં,
ધૃતિવચનથી હા ! આશ્વાસો પરસ્પર પામતાં !
સફર વસમી, ભુંડાં વિઘ્નો ઘડી ઘડી ઘેરતાં,
તિમિરતલમાં વાંકી ચુંકી તરી થતી ચાલતાં.

પળપળ વિષે પાણીમાં એ અરે ઉથલી પડે !
વિકલ સરખી હૈયાસુની સખી સહસા રડે !
રૂદન રમણી ! આપત્કાળે નહિ કરવું ઘટે,
સફર કરવી સ્વીકારી તો પથે વધવું ઘટે !

સમય વસમો વ્હાલી ! વેગે વહી ઘડીમાં જશે,
તિમિર પણ આ રાત્રિ કેરૂં પળી પળમાં જશે;
નવલ રસથી કાલે પાછો પ્રભાકર ઊગશે,
સરલ સઘળો આ સિંધુનો સુખે પથ સૂઝશે.

તિમિર ટળતું જો ! કે લાગે, પ્રકાશ નવો પડે !
ક્ષિતિજઉરમાં આ ઉગેલો શશી નભમાં ચડે !
ધવલ ધસતા ચારે બાજુ રહ્યા પ્રસરી કરો,
રજતમય જો ! સિંધુને એ કરી મહિં ક્રીડતો !

વિષમ પથ છે એનો તોએ થઈ દઢ કાપતો,
મધુર હસતો ને કર્ત્તવ્યે પળેપળ પ્રેરતો:
કઠિન થઈને એવી રીતે ગતિ કરવી ઘટે,
અધવચ રડી બેસી રે'તાં ન વાટ કદી વટે.
તટ નિકટ આ ભાસે વ્હાલી ! નહિ બહુ દૂર એ,
જલલહરિઓ સ્પર્શે એના સ્વરો શ્રવણે પડે;
ક્રમ ક્રમ થકી ઓછો ઓછો કરી પથ નાંખશું,
તટ નિવસતાં વ્હાલાંઓને મળી રસ માણશું.
અગર વસમા વાયુથી જો તરિ અહિં ડૂબશે,
શરણ સહસા આ એકાકી વહી કરથી જશે;
કર કર થકી ઝાલી વ્હાલી ! જશું જલને તરી,
અનુભવ વિષે એ આપત્તિ ભલે ઘડી આવતી !

પણ ન ફળશે એ આશા ને નિમગ્ન કદી થશું,
જલધિતલ તો સાચી શાન્તિ ભર્યું સખિ ! સેવશું;
નહિ અનિલના જ્યાં આઘાતો, નહિ જલવીચિઓ,
નહિ ગળાં જતા ભુંડા ગ્રાહો તણો ભય ત્યાં કશો.
વિગત વીરલાં રત્નોને ત્યાં ભરી ભુજ ભેટશું,
ઉર-તિમિરને એ સંયોગે ફરી વણુસાડશું;
ઉભય ઉરમાં એકીભાવે અભેદ જગાવશું,
સફર સહુનો સર્વાળો એ સ્થળે જઈ સાધશું.



# मृत्युने.

( શિખરિણી. )

અરે ! જાને ભુંડા કઠિન ઉરના કાળ ! અહિંથી !
ઘડી તો દૂરે જા ! સદન મુજ સૂનું પરહરી !
ઘણાંએ વ્હાલાંને અમનિકટથી તું લઇ ગયો,
તથાપિ શું તૃપ્તિ હજુ હૃદય ધારી નવ શકયો ?

સગાં ને સંબંધી ભવસરણિમાં સંગ વસતાં,
અનેરા આલંબે સમયસમયે સ્હાય કરતાં;
હસાવી ખેલાવી શ્રમ હૃદયનો સદ્ય હરતાં,
ઉઠાવીને એને શઠ ! લઇ ગયો તું સહુજમાં !

નવેલી વેલિની કુસુમકળિઓ કૈં અણુખીલી,
હસંતી, હિંચંતી, વધુ વિકસવા તત્પર થતી;
પડાવી ડાળેથી, મલિન રજમાં મેળવી દઈ,
હસે પાછો સામે નફટ દિલનો નિષ્ઠુર થઈ.

અને છેલ્લે મારૂં ઉરકુસુમ જે એકજ હતું,
બળેલા હૈયાને કંઇક ઠરવા કારણુ હતું;
સુભાગી સંયોગે વ્યથિત ઉર હું શાંત કરતો,
અરે ! ભુંડા ! એને પણુ પલકમાં તું લઈ ગયો !

હતાં વ્હેલાં મોઠાં તુજ સદનનાં એજ અતિથિ,
અને એવી મારી પણુ સમય જાતાં સ્થિતિ હતી;

તથાપિ હૈયામાં ધૃતિ લગીર ધારી નવ શક્યો,
અધીરા ! આક્રંદો ઉર મહિં ઉતારી નવ શક્યો !

નથી સ્હેવાતી આ તિમિરમય છાયા તુજ તણી,
નથી જોવાતી હા ! કઠિન ઉરથીએ તુજ કૃતિ;
ન રૂઝાયે પૂરો પ્રથમકૃત વ્યાઘાત વસમો,
અરે ! ત્યાં ઓચિંતો દઈ અવર ઊંડી ઝટ જતો !

સદાનું એ સાચું તુજ હૃદય કર્ત્તવ્ય સમજે,
સહુને સંગાથે તુજ સદનમાં તો લઇ જજે !
વસી ત્યાં સૌ સંગે સકળ ઉરસંતાપ ત્યજશું,
વિયોગો વેઠીને નહિ દિલ કદી દગ્ધ કરશું.

અહિં ને ત્યાં કાંઈ અમહૃદયમાં ભેદ ન હવે,
નથી ભીતિ તારા પરિચિત કરોની ઉર વિષે;
પરંતુ વ્હાલાંનો વિરહ ન સહી અંતર શકે,
હણે ધીમે ધીમે હૃદય ક્રમથી તે નવ ગમે.

ભલે ઉંડા તારા ઉદર મહિં સાચું સુખ હશે,
ભલે ત્યાં એ મારાં પ્રિય જન થયાં નિર્ભય હશે;
ભલે એની વૃત્તિ અમ જગત સામી નહિ હશે,
ભલે એને સ્હેજે અમરપદપ્રાપ્તિ થઈ હશે.

પરંતુ આ તારૂં વદન ભય ભુંડો વરસતું,
અને ત્રાસે હૈયું સ્મરણ તુજ જ્યારે થઇ જતું;

સ્થિતિ એવી તારા શરણુ થકી સૌની થતી હશે,
વિચારૂં એ ત્યારે ઉર મહિં અવિશ્વાસ ઉલટે !

ઉઘાડી દે તારી અકલિત ગુહાનું મુખ જરા !
બતાવી દે વ્હાલાં તુજ હૃદયમાં જે રમી રહ્યાં;
નિહાળીને એને જ્વલિત દૃગને શીતલ કરૂં,
હણાતા હૈયાને કંઇ કંઇ દિલાસો દઇ શકુ !



# विषमोपचार.

( કવ્વાલી. )

દિલાસો ના હવે દેશો અમારાં દુઃખને દેખી,
અરે ! ઓ માનવી ડાહ્યા ! ત્યજી ઘો એ બધી શેખી !

અમારા રોગની જુદી પરીક્ષા ના તમે જાણો,
વિવેકી વિશ્વના વૈદ્યો ! વૃથા આયાસ કાં સાધો ?

ભલે કરમાં ગ્રહી નાડી તપાસો ઉતરી ઉંડા,
અમારો જાણવા વ્યાધિ તમે વિદ્યા નથી શીખ્યા !

તમારાં આષધો મોંઘાં હશે અ બાહ ને ઉંચાં,
અમારા રોગને માટે જણાશે સર્વ એ જુઠાં.

તમે ધન્વન્તરિ કેરા કહાવો શિષ્ય છો સાચા,
પરંતુ આ ચિકિત્સામાં રહ્યા છો મૂળથી કાચા.

તમારા આ મલમપટ્ટા ભલે હો હિમથી ઠંડા,
ઝરે છે આજ એમાંથી અમારે કાજ અંગારા.
અરે ! એ બંધ રાખોને તમારી વાનરી વૃત્તિ !
કરો શાને વધુ ઉંડા જખમ કૈં કૌતુકે ચીરી ?
અમારા રોગને માટે તમે ઉપચાર જે યોજો,
ન શાંતિ સર્વથા આપે, વધારે વ્યાધિને એ તો.
ગણાતા બંધુઓ લોએ રિપુનો અર્થ સાધો છો !
બનીને વૈદ્ય, મૃત્યુની ખરે ! સેવા બજાવો છો !
તમારાં પથ્ય માનેલાં અમોને ઝેર જેવાં છે,
તમારાં ને અમારાં હા ! ખમીરો છેક જુદાં છે !
તમે જેને ગણો વારિ અમારી આગ તે ઉડી,
તમારા સ્નેહમાં છાની કટારી વૈરની ભુંડી !
તમે જેને સુધા સમજો અમોને ઝેર તે લાગે !
ગુલાબો જ્યાં બિછાવો ત્યાં અમોને કંટકો વાગે !
રચેલી પાર્થની અમને રૂચે છે બાણની શય્યા,
તમારી રેશમી ગાદી ગમે ના કૌરવો ભુંડા !
તમારા ઉષ્ણતામાને અમારો તાપ કાં માપો ?
કહી જીવાડવા કેરી દવા કાં મોતની આપો ?
થયો આભાર હા ! ભારી, હવે જુદા ખસો બાપુ !
કુદરતી મોતથી મરવા હવે દ્યો તો ઘણું સારૂં !



# मुमूर्षा.

( ગઝલ. )

આવું હવે આનંદથી મીઠી મજા એ માણવા !
આ ભેદની ભ્રમણા ત્યજી અદ્વૈતને આલંબવા. આવું૦ (ટેક)

લાંબા પ્રવાસે પંથનો ના અંત દીસે આંખથી,
મુંઝાઇ મન પાછું હઠે, આરામ એને આપવા. આવું૦

બહુ ધૂળથી ધૂસર બનેલા ચીરના ચીરા થયા,
તેને ત્યજીને કો નવા વાઘા વપુ પર ધારવા. આવું૦

આ વ્યોમના પટ પાછળે ભાવિ નવું વિલસી રહ્યું,
એને વિમલ ઉત્સંગ બેસી બાલખેલન ખેલવા. આવું૦

ચંદ્રા તણાં ચક્ષુ વિષે ને અંતરે આદિત્યના,
ઝળકી રહેલા ઉજળા આનંદમાં અવગાહવા. આવું૦

કીધા હજારો બંધુઓ ને વૈરિએ કોટિ કર્યા,
એ સ્નેહ ને શત્રુત્વની ભ્રાંતિ હૃદયથી ભૂલવા. આવું૦

જગઝેરના પ્યાલા ભરીને ઉંઘમાં પીધા ઘણા,
પીયૂષ કેરા પાનથી એ ઘેન ઘેરૂં ગાળવા. આવું૦

આશા નિરાશાનાં વઠાં વિંધી હજારો વાદળાં,
અનપેક્ષતાના ઓપતા આકાશમાં આનંદવા. આવું૦

આ ચિત્તને ચીરી રહેલી ભીતિઓ ભુંડી ત્યજી,
નિર્ભય દશાનો નિર્મળો આસ્વાદ અંતર ચાખવા. આવું૦

ઉંડી અગમ્ય અનંતતાને અંતરે વ્હાલાં વસ્યાં,
જુદાં પડયાં કૈં કાળથી તેને ભરી ભુજ ભેટવા. આવું૦
અવતારની આવૃત્તિઓથી ઉન્નતિપંથે જતા,
આતુર આત્માને વધુ સોપાન એક ચડાવવા. આવું૦
ગંભીર રવથી ગર્જતા નિર્વાણના સિંધુ વિષે,
બિંદુ બની આનંદના એ ઓઘ માંહિ મળી જવા. આવું૦



## सान्त्वन.

( તોટક. )

તુજ માનસની કલિકા મધુરી,
સુરભિ સજતી ઉઘડી અધુરી;
ખરી ભોંય પડી પળ માંહિ પ્રિયે!
બની અંતર એ થકી દીન રડે.

પણ એ અનિવાર્ય કૃતિ વિધિની,
રડતાં નહિ થાય બની ન બની;
વિધિ સંગ સદા અપવાદ વસે,
નહિ એ પણ વસ્તુ વિચિત્ર દીસે.

સખિ! જો! લચતી અહિં રમ્ય લતા!
કંઈ ચોંટી રહી હૃદયે કલિકા;

કંઇ તો ક્રમથી વધતી વિકસે,
કંઈ ઉદ્‌ભવતાં ખરી જાય ખરે
પણ વેલ્ય ન આ રડતી ડરતી,
ન ઉદાસ બની અટકી પડતી;
વિધિને વશ ધર્મપથે પળતી,
બની સ્વસ્થ સહુ સ્થિતિને સહતી.

પ્રકટી કલિ ના સઘળી વિકસે,
વિકસી પણુ ના ચિર કાળ વસે;
ફળ જો સહકાર અપાર ફળે,
મધુરા મરવા મન માંહ્ય હસે.

કંઈ કાળ જતાં પરિપકવ થતા,
કંઈ ડાલી લગીર ખરી પડતા;
પણ આમ્ર ઉદાર ગભીર બની,
નિરખે હસીને કૃતિ દૈવ તણી.

કૃતિ એમ સકારણ સર્વ હશે,
અધુરાં ઉર ના સઘળું સમજે;
નથી નિર્દય દૈવ કદી દિલથી,
અવિચારિત કાંઇ કરે ન જરી.

કંઇ શિક્ષણ સુંદર એ કૃતિમાં,
કંઈ તત્ત્વ અનુપમ એ કૃતિમાં;

મલનું સખિ ! શોધન એજ હશે,
મદનું કંઈ ખંડન એજ હશે.

' સહી લેવું ' કદી મનને ન ગમે,
પણ હા ! પ્રભુનું પદ એજ ક્રમે;
શીખવે વિધિ આ થકી આપણને,
તક સાધી સુશિક્ષણ એ ગ્રહી લે !

કંઇ લાભ મળ્યો કલિસંગ થકી,
રસની સરિતા હૃદયે પ્રકટી;
પરિતાપ થકી નહિ સૂકવજે !
પ્રભુરૂપ જગચ્ચરણે ધરજે !

---

## विश्रान्ति.

( ગરબી. )

( ઓધવજી સંદેશો કહેજો. એ રાહ.)

આવો વ્હાલાં ! શીતળ આ તરૂછાંયમાં,
અંતરને આપો ક્ષણભર આરામ જો !
સૌરભથી તમ તપ્ત હૃદયને તોષજો,
અનિલલહરિએ દૂર કરો ઉરધામ જો. આવો. (ટેક.)
બહુ ચાલ્યાં, બહુ દોડયાં, શ્રમિત થયાં બહુ,
વિધવિધ વેઠયો રવિકરનો પરિતાપ જો;

કંટક વાગ્યા કૈંક ચરણુમાં કારમા,
  આંખડીએ ઝળહળતો અનલ અમાપ જો. આવો.

કાપ્યો પંથ વિકટ આશાને આશરે,
  પણુ પામ્યા નહિ હજુએ એનો પાર જો;
મૂકયો તેવો માર્ગ હજુ સામે પડયો,
  અંતરને નહિ કાંઈ અચળ આધાર જો. આવો.

ઘામ ધખ્યો ને સર્વ દિશા સળગી રહી,
  મૃગજળ કેરાં પૂર ચડયાં ચોપાસ જો;
રજના ડુંગર ઊડી વળગે આભને,
  તેમાં આગળ કરવો કઠિન પ્રવાસ જો. આવો.

સજ્જ થવાને બેસો અહિંઆં બે ઘડી,
  કાઢો કંટક એક બીજાને હાથ જો;
વિષમ દિવસમાં સુખની આ ક્ષણુ સાધજો,
  સાચવજો અવશિષ્ટ સ્વજનસંઘાત જો. આવો.

વીત્યું વીતક વ્હાલાં એમ વીસારજો,
  ખાલી કરજો શ્રમિત હૃદયનો ભાર જો;
વાગી કંઇ કંઇ ઠેસ વીસરજો પૂર્વની,
  એથી અવર ન આપણુને અધિકાર જો. આવો.

વસમાં વીતક અંતર સૌ વીસરી જશે,
  પણુ એ લુંઠકનો નહિ ત્રાસ ભુલાય જો;

ક્રૂર હૃદય ને ક્રૂર નયન એ કરમાં,
  નહિ ભુલાશે એ અણુચિંત્યાં ઘાય જો. આવો,
લૂંટી લીધાં રત્ન અમૂલાં આખરે,
  રૂદન હૃદયનું કાંઈ ધર્યું નહિ કાન જો;
અગતિકના આક્રંદ વૃથા સઘળા ગયા,
  રંક બનીને રડતાં બેઠાં રાન જો.    આવો.
એજ હતું ધન, એજ ગમનબળ દીનનું,
  અડવડતાંનો એજ હતો આધાર જો;
નિર્બળ ચરણ હવે નહિ પથ કાપી શકે,
  સાલે વસમો ક્રૂર કુલિશનો માર જો. આવો.
નહિ ભૂલાતું હાય ! હૃદયથી ભૂલવું !
  ચાલે નહિ પદ, કરવો તોય પ્રવાસ જો;
વીતકના પર્વતને પાછળ મૂકવા,
  આગળ કરવી એક, અધુરી આશ જો. આવો.

---

## બુદ્ધનું ગૃહાગમન.

( શિખરિણી. )

કૃપાપીયૂષેથી નિજ ઉરમહાસાગર ભરી,
સહુ સંકષ્ટોનું સરલ સહજે ઔષધ ગ્રહી;

નવા જ્ઞાનાદિત્યે જડ જગત કેરૂં તમ હરી,
સુબોધે સૃષ્ટિના રૂદિત ઉરનું સાંત્વન કરી.
પ્રયત્નોનું પ્રૌઢું મુદિત મનથી સાફલ લઈ,
મુમુક્ષુનું સંગે અમરગણુ શું મંડળ લઈ;
અહો ! જો ! એ આવે યતિકુલમણિ બુદ્ધ અહિંઆં,
પિતાની આજ્ઞાથી નિજ પુર વિષે પાય ધરવા.

( મન્દાક્રાંતા. )

પાસે પાસે નગર ક્રમથી આવતું જેમ લાગે,
ધીમે ધીમે પ્રણય વધતો અંતરે એમ લાગે;
વાધી વાધી વિવિધ ભરતી કૈંક ભાવે ભરેલી,
ને ઓચિંતી ઉછળી ઉછળી રેલતી ચિત્ત ચાલી.

એ એ વ્હાલું ગૃહ જનકનું ! તાત ને માત વ્હાલાં !
એ વ્હાલી કે હૃદય રડતી ! પુત્ર ને મિત્ર પેલા !
આવી ઉભો સ્મૃતિપટ પરે પૂર્વનો એ પ્રસંગ,
ને છોડેલો રજનીસમયે વ્હાલીનો શીઘ્ર સંગ.

આંસુ આવ્યાં નયન મહિં ને કંઠ રૂંધાઇ જાતો,
હા ! દુભાવ્યાં પ્રણયી જનનાં નિર્મળાં રંક ચિત્તો !
કેવાં કષ્ટો પ્રિયવિરહનાં વ્હાલીએ હાય ! વેઠયાં !
શા આલંબે યુગ સમ વડાં એ હશે વર્ષ કાઢયાં ?

( શિખરિણી. )

વિચારો કેં એવા ઉર પર અરે ! ઉદ્દભવી રહ્યા,
ગતિને, વૃત્તિને, વિમળ મતિને મુંઝવી રહ્યા;
અનેરા એ ધ્યાને સમય પણ લાંબો વહી ગયો,
અને જોતાં જોતાં પથ સકળ પૂરો થઇ ગયો.

( અનુષ્ટુપ્. )

ગંભીર શોર ઓચિંતો પૌરોનો કર્ણમાં પડયો !
સહસા ઝબકી જાગ્યું ચિત્ત ધ્યાન ત્યજી અહો !
હજારો આશીષો લેતો, પ્રણામો કોટિ ઝીલતો,
પ્રવેશ્યો સંઘ શાંતિથી પુરે સિંધુપ્રવાહ શો.
અજાણે અગ્રગામી એ વ્હાલીનો વાસ લક્ષતો,
વિશ્વને ભૂલતો ચાલ્યો અંતરે કૈંક કંપતો.

( શાર્દૂલવિક્રીડિત. )

ઉભી વ્હાર યશોધરા કર વિષે માળા ગ્રહી પુષ્પની,
ઓચિંતાં જલબિંદુઓ નયનમાં આવી જતાં રોકતી;
શા સંબોધનથી સમાદર કરૂં ? એ અંતરે શોધતી,
જોતી નાથ ભણી, ઘડી શરમથી ને નેત્ર મીંચી જતી.

( અનુષ્ટુપ્. )

દૂરથી દોડતો આવી પતિ પાયે પડી ગયો,
" હાં હાં વ્હાલા ! " તણો મીઠો શબ્દસત્કાર સેવતો.

જાગતી મૂર્છના જોતી, સ્તબ્ધ શી સુંદરી કને,
દબાતા કંઠથી અંતે ધ્રૂજતી રસના વદે.

( શિખરિણી. )

" ક્ષમા દેજે દેવિ ! કંઈક અપરાધો તુજ કર્યાં,
" વડા વજ્રે વિંધ્યું ઉરકુસુમ આ કોમળ અહા !
" ત્યજીને સૂતેલી કઠિન બની દૂરે વહી ગયો,
" દયાળુ આત્મા એ તુજ પર ખરે નિર્દય થયો !
" હજારો સંતાપો સુદૃઢ હૃદયે તું સહી શકી,
" અને જોતી મારો પથ, ધૃતિ અનેરી ધરી શકી;
" અમૂલો એ તારો સરલહૃદયે ! સંયમ ખરો,
" મહા યત્ને યોગી થકી ન પણ જે સાધિત થયો.

( શાર્દૂલવિક્રીડિત. )

" યોગી હું વનમાં બન્યો, ગૃહ વિષે તું હા ! બની યોગિની,
" ઉંડા સંકટસિંધુને તરી તરી તું પાર પામી ખરી;
" વ્હાલી તું હતી પૂર્વમાં, હૃદયથી વ્હાલી વિશેષે હજી,
" હા ! જુદી રહી તોય સંગ ચડતાં ઉભી સમીપે રહી !
" વ્હાલું વિશ્વ સમગ્ર આ હૃદયને, વ્હાલાં પશુ પક્ષીઓ,
" વ્હાલાં બાળક વૃદ્ધ ને તરૂણ સૌ સૃષ્ટિ તણાં માનવો;
" તો વ્હાલી નહિ કેમ તું સખિ ! મને સાધુત્વથી શોભતી,
" વ્હાલીના જ વિશેષણે ઉર ચહે સંબોધવા સ્નેહથી.

( અનુષ્ટુપ્. )

" અમોલો ભેટ લાવ્યો હું તે તારે ચરણે ધરૂં,
" ક્ષમાની ભાવતી ભિક્ષા યાચતો ઉર પાથરૂં.
" દયાનાં દિવ્ય કે સૂત્રો ધ્યાનથી મેં અનુભવ્યાં,
" સાક્ષાત્કાર ખરો તારે અંતરે જોઉં છું અહા !

( શિખરિણી. )

" ભલે હું સંસારી મટી પ્રબળ ત્યાગી બની ગયો,
" પરંતુ એ ઉંચા પ્રણયપથથી ના ખસી ગયો;
" ચગ્યું જો એથી તો ઘટિત નહિ બુદ્ધત્વ મુજને,
" દયાથી પૂરેલું, નહિ પ્રણયહીણું ઉર રહે !

( અનુષ્ટુપ્. )

" દયા ને પ્રેમનો વ્હાલી ! ના વિશ્લેષ બની શકે,
" પ્રેમહીણી દયા ક્યારે ના અસ્તિત્વ ધરી શકે.
" પ્રેમની વૃદ્ધિમાં નિત્યે દયાની વૃદ્ધિ સંભવે,
" પ્રેમ જો નાશ પામે તો દયા ના જીવતી રહે.
" સ્વીકાર્યો ત્યાગ મેં વ્હાલી ! સ્વાર્થ ને મમતા તણો,
" વિશ્વબંધુત્વનો ક્યારે ત્યાગ ના સુગતે કર્યો.
" સદા સંસારનો સ્નેહી, દુઃખી દુઃખ વિષે થતો,
" કાપવા સંકટો એનાં અધિકારી બની રહ્યો.

( શાર્દૂલવિક્રીડિત. )

" મેં કીધો તપ વિશ્વકારણ વડો તેં ના નિષેધ્યો જરી,
" સિદ્ધિ સદ્ય મળે મને ઉર થકી એ એક ઇચ્છા કરી;
" ને આંદોલન એ ઉદાર ઉરના, એ ભવ્ય સદ્ભાવથી,
" સિદ્ધિ સાધી શક્યો અવશ્ય સખિ! હું તે ના શકું વીસરી.

( વસંતતિલકા. )

" જેણે જગજ્જન તણાં સહુ કષ્ટ કાપ્યાં,
" સંતાપના અવનવા ઉપચાર આપ્યા;
" તેણે તને અહહ! દૂર પડી દુભાવી,
" તે પૂર્ણ આ ઉર તણો અપરાધ વ્હાલી!

( મંદાક્રાન્તા. )

" કિંતુ તારૂં અનુકૂળ અહો! જોઉં છું ચિત્ત જ્યારે,
" શાંતિ મારા વ્યથિત ઉરમાં થાય છે શીઘ્ર ત્યારે;
" તું છે દેવી અધમ ઉરને નિત્ય ઉદ્ધારનારી,
" શું બોધે એ સુપથ તુજને બુદ્ધનો બુદ્ધિ મારી!

( અનુષ્ટુપ્. )

" ન ક્યારે હું મટયો તારો, તું મારી ન મટી જરી,
" અને મારૂં તથા તારૂં વિશ્વ આ ન મટો કદી!
" સર્વદા સર્વથા રે'જે બુદ્ધની ધર્મભાગિની,
" વિશ્વના તાતની વ્હાલી, વિશ્વની જનની બની!

( વસંતતિલકા. )

" પ્રીતિપ્રવાહ તુજ આ જગમાંહિ રેડી,
" હે સૃષ્ટિના વિષમ સંકટ સર્વ ફેડી !
" જે દિવ્ય દ્રવ્ય કંઈ યત્નથી હું કમાયો,
" તેમાં સદૈવ ગણજે સખિ ! ભાગ તારો.

( અનુષ્ટુપ્. )

" વિત્ત એ વિશ્વને દેવા સર્વદા શ્રમ સેવશું,
" દયા ને સ્નેહનાં સૂત્રો સૃષ્ટિને સમજાવશું.
" અને એ બાલ જીવોનાં બંધનો કૈંક કાપશું,
" ઔષધિ ઉચ્ચ આપીને મહા રોગ મટાડશું.
" સાંકડી વૃત્તિને છોડી સ્વીકારી લે ઉદારતા !
" પ્રસારી પાંખ હે તારી આકાશે સંગ ઊડવા !
" સીમાબદ્ધ નથી શાણી ! આટલું રાજ્ય આપણું,
" કુટુંબ વિશ્વમાં વ્યાપ્યું આપણું કોટિ જન્મનું.
" મીંચી લે ચર્મચક્ષુ આ ! દિવ્ય દૃષ્ટિ દઉં તને !
" સગાં ને સ્નેહી સંબંધી જોઇ લે જગદાલયે !
" આપણાં અર્ભકો કેરા આર્ત્ત નાદો ઉરે ધરી,
" કાપવા કષ્ટ એ સૌનાં ઊઠ ! દેવિ ! દયાભરી ! "



# उर्मिला.

## (૧)

( મંદાક્રાન્તા )

શોકાવેશે હૃદય ભરતી, કંપતી ભીતિઓથી,
ને ચિન્તાથી જ્વલિત બનતી, સંભ્રમે વ્યગ્ર થાતી;
વારે વારે સ્વર સમજવા દૂર કૈં કાન દેતી,
ઉભી બાળા વિવશ બનીને બારીએ વ્હાવરી શી.

( અનુષ્ટુપ્. )

ધનુર્બાણ ગ્રહી હાથે ને વાઘા વનના સજી,
દૂરથી આવતો દેખે વ્હાલાને કૈંક વેગથી.
ચીરાયું ચિત્ત ઓચિંતું, વજ્રપાત થયો શિરે,
ઢળતી સહસા ઉભી સંકષ્ટે ગ્રહી દ્વારને !
હજારો વસમા તર્કો અંતરે ઉદ્ભવી રહ્યા,
તોએ ધૈર્ય ધરી ઉભી સ્વામીને સન્મુખી થવા
કૃતાપરાધ શો આવી ઉભો દીન મુખે પતિ,
સંબોધી સ્નેહના શબ્દે, વદે ધીમે વિવેકથી.

( શાર્દૂલવિક્રીડિત. )

" વ્હાલી ! જાય રઘુપતિ વન વિષે, સીતા જતાં સંગમાં,
" તેના સેવન કાજ સંગ વસવા મારે જવું સર્વથા;

" વેઠે એ વનવાસનાં વિકટ હા ! કષ્ટો શરીરે અતિ,
" ને હું મ્હેલ વિષે વસું સુખ થકી, એ યોગ્ય ભાસે નહિ.
" આવ્યો સંમતિ યાચવા તુજ તણી એ ધર્મ્ય કાયે પ્રિયે !
" માની યોગ્ય વિચાર અંતર તણો દેજે અનુજ્ઞા મને !
" ના તારો અપરાધ આમ ત્યજવા જેવો લગારે થયો,
" બંધુધર્મ બજાવતાં દઉં તને અન્યાય આજે અહો ! "

( અનુષ્ટુપ્. )

સ્વપ્નમાંએ ન સૂઝેલી, માનેલી મનથી નહિ,
સાંભળી શોકની વાર્તા ઓચિંતા સર્પદંશ શી !

રોમદ્વારે સર્યું વેગે રક્ત વારિત્વ પામતું,
ફાટયાં ચિત્ત અને ચક્ષુ, ભાન ના દેહનું રહ્યું.

કાષ્ટની પૂતળી જેવી ઉભી સ્તબ્ધ બની રહી,
વૃત્તિઓ સર્વ વ્હાલાની વિલોકી મુખ વાંચતી.

આર્ત્તનાદ ન કૈં કીધો, ના ચેષ્ટા સ્નેહની કશી,
સ્નેહશૌર્ય ધરી ઉભી આપદ્‌ભાર ઉઠાવતી !

સ્નેહગર્વ નથી જેને સ્નેહશોક ન એ ધરે,
તૂટતા આભને ઝીલી લેવાની શક્તિ એ ઉરે !

હજારો બાણને ઝીલે વીર જેમ વપુ વડે,
એ ક્રમે ઝીલતી ઉભી વિપદ્વજ્રપ્રહારને.

સ્નેહીનાં અંતરો સ્હેજે સંતાપો જે સહી શકે,
વિષયાક્રાન્તની વૃત્તિ સર્વથા નહિ તે સહે !

રોપ્યઘંટા અહો ! વાગી, ઉઘડયું મુખ આખરે !
સ્નેહનાં સૂત્ર શા શબ્દો મંદ મંદ સરી પડે !

( શાર્દૂલવિક્રીડિત. )

" વ્હાલા ! ધર્મ વિચારીને અનુજનો ઇચ્છો અરણ્યે જવા,
" શી રીતે અવરોધ થાય મુજથી સત્કાર્યને સેવતાં ?
" ઉકેલ્યું દુઃખ આપના હૃદયનું તેમાં ન વૃદ્ધિ કરૂં,
" કે'વાનું કંઈ ઉદ્‌ભવે ઉર વિષે તોએ કશું ના કહું.
" ને સંગે વસવા તણો હઠ કરી ના કષ્ટ આપું વધુ,
" ચિંતાભાર વધારવો તમ શિરે એ યોગ્ય હું ના ગણું;
" ચિંતા અંતરની દઇ દયિતને સંગી થવા ઈચ્છવું,
" એથી ઉત્તમ વિપ્રયોગ સહીને હા ! ચિત્ત ચીરાવવું !"

( અનુષ્ટુપ્. )

" ધન્ય ધન્ય તને દેવિ ! અનેરી કોઇ ઉર્મિલે !
" ધર્મસંકષ્ટ સ્નેહીનું તું શકી સમજી ખરે !
" હજારો કષ્ટ હૈયાનાં ને ચિંતાની પરંપરા,
" સહી લેવા તણી સ્હેજે તૈયારી તેં કરી અહા !
" ચિત્તને ચીરતા ભુંડા વિલાપો નહિ તેં કર્યા !
" સંસારસેવકોથી તું જુદી કોઇ સુરાત્મજા !
" કર્તવ્ય પાળવા કેરો હર્ષ તું હણી નાંખશે,
" વનવાસ વિષે વિઘ્નો હા ! અતર્કિત આપશે.

" અથવા આવવા સંગે હઠ બુરો બતાવશે,
" સીતાનો દાખલો લેવા તું અવશ્ય ઉભી થશે.
" હતી એ અંતરે ભીતિ, ઉપાયો સૂઝતા નહિ,
" પરંતુ દિવ્ય કો દેવી સિદ્ધ તું સર્વથા થઈ !
" સ્વાર્થને પોષવા તારે અંતરે વાસના નથી,
" સ્નેહીના ચિત્તને શોભે એવી તેં શાંતિ સાચવી !

( મન્દાક્રાન્તા. )

" સંગે રે'વું નિજ હૃદયનો ભાર ઉતારવાને,
" ને વ્હાલાને કુશલ નિરખી અંતરે રાચવાને;
" એ તો વ્હાલી ! અધમ ઉરનો સ્વાર્થ કે સ્નેહગર્વ,
" સ્નેહી કેરૂં હૃદય સમજે તે તણું તત્ત્વ સર્વ.

" ચિંતા ભુંડી હૃદય હણુતી સોંપવી સ્વામિચિત્તે,
" ને રક્ષાની કઠિન કૃતિમાં રોકવો સર્વ રીતે;
" લૂંટી લેવું વિષમ વનમાં સર્વ સ્વાતંત્ર્ય એનું,
" એ વ્હાલી ! તેં ઉચિત ન ગણ્યું, ધન્ય હો ! ધૈર્ય તારૂં !

" ના શિક્ષાનાં કથન કથવાં યુક્ત તારા સમીપે,
" ને આશ્વાસો પણ ઉચરવા વ્યર્થ જેવા દીસે છે;
" ઉત્પાતો ને તુજ હૃદયનો કંપ દેખી શકું છું,
" તોએ તારી ધૃતિ નિરખતાં સ્વાસ્થ્ય સેવી શકું છું."

( અનુષ્ટુપ્. )

આલિંગી અંગથી અંગે, દૃષ્ટિથી દૃષ્ટિ મેળવી,
દીર્ઘ નિઃશ્વાસ નાંખીને પામ્યાં વિશ્લેષ દંપતી.

પતિએ પીઠ દીધી ને દયિતા દેખતી રહી,
અંતે ' હાય ! ' કહી બાળા મૂર્ચ્છિતા ભૂતલે પડી !

( ૨ )

( હરિણી. )

દિન દિન જતાં માસો વીત્યા, અને વરસો વહ્યાં,
નગરજન ને સંબંધી એ વ્યથા વીસરી શક્યાં;
પણ હૃદય એ આઘાતોને સહે રહી એકલું,
તન સ્વજનમાં ભેળાતું ને બળે ઉર વ્હાવરૂં.

પ્રિયવિરહનો ઉંડો અગ્નિ સદા સળગ્યાં કરે,
પ્રિયકુશલની ચિંતા કેરા બહુ ભડકા બળે;
અનલદ્વયની વચ્ચે રાખી સદા તન બાળતી,
કઠિન તપમાં કાઢે કષ્ટે સ્વકાલ તપસ્વિની.

નહિ પ્રિય તણા સંદેશો ને કશી ન શુણે કથા,
અહિતશતના આવે ઉના અહર્નિશ ઉભરા;
કદીક દુઃખથી હારી હૈયું રડી પળમાં પડે,
પણ હૃદયને દાબી સેવે સદા સમુદાયને.

કઠિન વ્રત એ પ્રેમી કેરૂં પ્રતિ પળ પાળતી,
વિમળ તપથી વ્હાલા કેરૂં સદા શુભ સાધતી;

સુરહૃદય શી તારી ઉંચી અહો ! કૃતિ ઉર્મિલે !
અજબ ઉરની જોડી જોતાં નહિ જગમાં જડે !

( શિખરિણી. )

અજાણી આપત્તિ વિધિરચિત આવી શિર પડે,
રડી કે રાચીને સહન સહુ તે માનવ કરે;
પરંતુ ઇચ્છાથી વિપદનલમાં કૂદી પડવું,
અને એ સંતાપો સહન કરતાં મૌન ભજવું.

અને એ તો કોઇ વિરલ જનનાં માનસ વડે,
કરી તેં દર્શાવ્યું જનકતનયે ! આ જગ વિષે !
તથાપિ ના તારી કદર જગતે કો દિન કરી !
નહિ નામે તારૂં મનુજગણ જાણે મન થકી.

ગુણો ના કૈં ગાયા કવન મહિં તારા કવિજને,
ન સંભારે આજે સહૃદય હૃદયે કો પણ તને;
બહિર્દષ્ટિ જાડી જડ જગત પામ્યું પ્રથમથી,
જુએ છે આપત્તિ પ્રકટ વપુની એ નયનથી.

નહિં અંતર્દૃષ્ટિ ધરી હૃદય એનાં નિરખતાં,
અને તેથી દેખે પ્રણુયી ઉરની ના સ્થિતિ જરા;
કરે ક્યાંથી તારા શુચિહૃદયની કિંમત કદી ?
પરીક્ષાની એના ઉર મહિં તુલા ના રહી શકી.

( અનુષ્ટુપ્. )

સ્વાર્થત્યાગ નહિ તારો વિશ્વ આ સમજી શક્યું;
આક્રંદો ગુપ્ત હૈયાના એ નહિ સાંભળી શક્યું.

( માલિની. )

ભવતુ! ભવતુ! દેવિ! વિશ્વ છો ને વીસારે,
પણ સુરગણ તારી નિત્ય કીર્તિ ઉચારે!
નહિ જગ મહિં તારી મૂર્તિ કો સ્થાન માંહી,
પણ પ્રણયી જનોના જીવ સાથે જડેલી.
સહૃદય જન તારા સદ્‌ગુણો નિત્ય ગાશે,
રૂદન હૃદય કેરૂં સાંભળી સંગ રોશે;
ક્ષણ સ્મરણ કરીને આંસુઓ પાડશે એ,
રસભરી કવિતાને એમ ઉદ્‌ભાવશે એ.

## पश्चात्ताप.

( વસંતતિલકા. )

આ શું! તમિસ્ર ઉરથી કંઇ દૂર નાસે!
આ શો પ્રકાશ પળ માંહિ નવો પ્રકાશે!
આ શીઘ્ર શા હૃદયના દૃઢ બંધ તૂટે!
ને શી અચિંત્ય સહુ પાંખડી એની ખીલે.

હા ! દૃષ્ટિથી નિરખતાં જરી મુદ્રિકાને,
કેવું વિચિત્ર પરિવર્તન વૃત્તિ પામે ?
ને સર્વ ભૂત ઘટના ફરી જન્મ લેતી,
નાચી રહી સ્મૃતિ પરે ફરી દંશ દેતી !

કેવું મનોહર તપોવન આ વિરાજે !
શાં નિર્ભયત્વ ભજતાં મૃગબાળ નાચે !
ઉભી રહી નિરખતી સહકાર નીચે,
વ્હાલી અહો ! વિરહખિન્ન શકુન્તલા એ !

હા ! રાંકડી પ્રિયતમે ! તુજને ત્યજી મેં !
આવી ગૃહે પણ નહિ કરથી ગ્રહી મેં !
આશાભર્યો હૃદયને સહસા ઉવેખ્યું !
હા ! પાયથી પરમ દુર્લભ રત્ન ઠેલ્યું !

સ્વીકારી અંતર થકી પછી દૂર કીધી,
છૂટી કરી સ્વજનથી, નહિ સંગ લીધી !
પીયૂષપાનસમયે વિષથી વિદારી,
આવી હતી હસતી, હાય ! ત્યજી રડાવી !

મારી હતી, કરી શકયો નહિ તોય મારી,
કીધો વિઘાત મૃદુ માનસ માંહિ કારી;
વિશ્વાસઘાતક નરાધમ હું નઠારો !
ક્ષન્તવ્ય કોણ ગણુશે અપરાધ મારો ?

ભૂલે વયસ્યગણુને મનુજો કદાપિ,
ભૂલે કદી સ્વજનને જન કોઈ પાપી;
ને ભૂત કાર્ય પણુ અંતરથી વીસારે,
સંસારને સ્મરણુમાર્ગથી કો ઉતારે.

કિંતુ શકે ન વીસરી નિજ પ્રેયસીને,
નિત્યે રહી હૃદયમાં હૃદયેશ્વરીને;
હા! તેય હું કંઇક કાળ શકયો વીસારી!
શી દુષ્ટ શુષ્કતર લંપટ વૃત્તિ મારી!

આવું કરે ન કદી પામર કોઈ પ્રાણી,
એવો ન હોય જગમાં જન કો અભાગી;
સત્પ્રેમથી ઉર નિરંતર પોષનારો,
દુષ્યન્ત શું કઠિન પત્થરનો ઘડેલો!

હા! શું હશે સમય તે કંઇ કેફ કીધો?
કિંવા પિશાચ હૃદયે ઘડી ઘેરી લીધો?
નિદ્રા અપૂર્વ ઉર માંહિ હશે ભરાણી?
કે રાજવૈભવ તણી હતી એ ખુમારી?

જે ભૂલ કોઈ પશુએ પણુ ના કરેલી,
શું હશે મુજ લલાટ વિષે લખેલી?
શા યત્નથી શકું હવે સહસા સુધારી?
કયાં જોઉં જીવન તણી મુજ દિવ્ય દોરી?

રે ! કયાં ગઇ પ્રિયતમે ! કરથી ત્યજેલી ?
કયાં તું હશે રહી નિરાશ હવે થયેલી ?
રે ! કોઇ એ હૃદયની કરી શોધ આપે !
એ દિવ્ય દર્શન મને દગથી કરાવે !

હા ! તું હશે વિરહથી દિનરાત રોતી !
હા ! તું હશે જીગરથી હજી વાટ જોતી !
હા ! તું હશે સરલ માનસથી મુંઝાતી !
કે કૈં હશે વિષમ રોગ થકી રીબાતી ?

કે'તા હશે કંઈ જનો મુજને ઠગારો !
સંસારકીટ, શઠ, તસ્કર પ્રેમ કેરો;
કિંતુ અભાવ ઉરમાં નહિ હોય તારે !
ના પ્રેમપૂર્ણ ઉર માંહિ અભાવ કયારે !

રે ! મુદ્રિકે ! રમણીના કરમાં રહીને,
સંસર્ગથી પરમ પાપની તું બનીને;
આવી ભલે ! પણ મને કશી ભાળ દેને !
કયાં છે વિદીર્ણહૃદયા સખી તે કહેને !

ત્યાં દોડતો જઇ, રડી પડી પાય લાગું,
ને ભૂલની કરગરી કંઇ માફ માગું;
રાખી ઉરે સતત સાચવી ઘેર લાવું,
ઊડી જતા અહહ ! માનસને બચાવું !

# कादंबरीने.

( વસંતતિલકા. )

લીધી હતી હૃદયથી કપરી પ્રતિજ્ઞા,
કીધી હતી સખીસુબોધ તણી અવજ્ઞા;
માબાપનાં પણ હતાં વચનો ઉવેખ્યાં,
માની હતી સમયની નહિ સ્વલ્પ શિક્ષા.

એ આમ અંતર અરે ! ઉથલી પડે કાં ?
એ નિશ્ચયો અધવચે પિગળી પડે કાં ?
એ બંધનો સકળ કાં સહજે વિછૂટે ?
એ દુર્ગ વજ્રસમ કાં વિણયત્ન તૂટે ?

જે કારણે હૃદયસંગ જડી પ્રતિજ્ઞા,
શિષ્યા બની ગ્રહી હતી દૃઢ ત્યાગદીક્ષા;
તે સન્મુખે સહચરી સઘળું જુએ છે,
ને આ અચિંત્ય પલટો પરખી શકે છે.

આ નિત્યનાં પરિજનો હૃદયે હસે છે,
આશીષ અંતર થકી અતિ તોય દે છે !
દેખી પરાજય ઉરે પરિતોષ પામે,
ના ચેતવે, સ્મરણ પૂર્વ તણું ન આપે.

ને હારતું હૃદય તો નહિ કાંઈ જાણે !
ખેંચાય દિવ્યતર કો બળથી પરાણે;

ચાલે પ્રવાહ બલવત્તર કારમો જ્યાં,
ડૂબે, તણાય, પિગળે, વણસે પ્રતિજ્ઞા !

શું આ હશે રસભરી કશીએ સમાધિ ?
સંસારજન્ય જન જ્યાં વીસરે ઉપાધિ;
કે આ હશે અજબ કો અતિ ગૂઢ રંગ ?
જેમાં દબાય સહુ પૂર્વ તણા પ્રસંગ.

શું આ હશે અમરલોકની કોઈ નિદ્રા ?
ઉંઘે અને જન કરે વ્યવહારચેષ્ટા;
કે શું હશે વિકળતા ઉરની અનેરી ?
કે કોઈ દિવ્ય રસપાન તણી ખુમારી ?

કોટિ પ્રયત્ન થકી કાર્ય ન જે કરાયું !
તે અપ્રયાસ ઘડી એક વિષે સધાયું;
કાદંબરિ ! અજબ અંતરની સ્થિતિ એ !
દર્શાવ ! એક ક્ષણ દિવ્ય રસે ભરી એ !

મીઠી મજા પરવશે ' પણ ' તૂટવાની !
ને બુદ્ધિજન્ય સહુ બંધન છૂટવાની !
પાષાણને પળ વિષે પિગળાવનારી,
ભૂલી અહંત્વ ભળી કો રસમાં જવાની !

શાથી મજા અનુભવી શકી એ ખરી તું ?
હાર્યો છતાં જગવિભેદ જીતી શકી તું ?

શું પ્રેમનો પ્રબળ એ વિલસે પ્રભાવ ?
જેને અધીન હૃદયસ્થિત સર્વ ભાવ !

---

## एमल त्राळो.

### ( ૧ )

( વસંતતિલકા–અનુષ્ટુપ્. )

રેડી મહાપ્રલય તુલ્ય અચિંત્ય વારિ,
ભૂમિ અને જલધિનો દૃઢ ભેદ ટાળી;
સંતપ્ત ઉર્વીઉરને રસથી રીઝાવી,
લેતો વિરામ નભમાં ઘડી મેઘ થાકી.

તથાપિ મંદ ધારાથી વર્ષતો હજુ ના રહે,
ચડેલું પૂર પ્રીતિનું શીઘ્ર શું અટકી પડે ?

અભ્રો અનેક ગગનાંગણ ઘેરી ઉભાં,
વૃષ્ટિ વિશેષ કરવા તલપી રહેલાં;
સેનાનીના રણનિદેશની વાટ જોતા,
યુદ્ધાર્થ સજ્જ સહુ સૈનિકના સરીખાં.

ઉત્પાત કારમો દેખી છુપાતો અભ્રઓથમાં,
અસ્તાબ્ધિમાં ગયો દુઃખી દીન જેવો દિનેશ હા !

આવી તમિસ્ર વરસાવતી રાત કાળી,
ને વાદળાં પણ રહ્યાં તમને વધારી;

ના ચંદ્ર, તારક નભસ્તલમાં જણાય,
હા ! કોણ થાય જન દુર્દિનમાં સહાય !

અધીરો ગર્જતો ઘેલો ગજાવે ઘન વ્યોમને,
શાર્દૂલો શબ્દ એ ઝીલી ગજાવે વન ભૂપરે.

સર્વત્ર હા ! સલિલ માત્ર જણાય કાળું,
ડૂબાવતું જગત ને પથને પડેલું;
પંથાવરોધ કરતા મહિં બેટ જેવાં,
આ ડોકતાં અહિં તહિં તરૂઓ ઉભેલાં !

ઘોર ગ્રાહ સમા જ્યાં ત્યાં વૃક્ષના વિટપો તરે !
દુઃસ્વરે દર્દુરો ભુંડા કાર્ય કાળ તણું કરે !

ના વારિને વસુમતી અવકાશ આપે,
ના સંઘરે જલનિધિ ઉરમાં લગારે;
મુંઝાઈ બે સદનના અતિથિ સરીખું,
જ્યાં જ્યાં પડયું સલિલ ત્યાં બની શાંત સૂતું !

નિસ્તીર નીરની વચ્ચે અશ્વ એક ઉભો દીસે,
ચેષ્ટાહીન ગયાં ચોંટી શૂન્યવત્ સ્વાર તે પરે.

હા ! જાડયથી જડ બની જન એ ગયેલો,
ને અશ્વ કંપિત થતો જલથી ભિંજેલો;
શોધી રહ્યો પથ તુરંગમ સંભ્રમેથી,
ચાલી જરા અટકતો ઉર કૈં વિમાસી.

આખરે દીપ ઓચિંતો દેખાયો એક દૂરથી,
ઉમંગે લક્ષતો એને સંચરે દૃઢ ચિત્તથી.

સ્વામી તણા શરીરનો ન નિપાત થાય,
એથી સુમંદ પદ એ ધરતો જણાય;
ગંભીર સિંધુ પર એકલ નાવ જેવો,
ધીમા ક્રમે વિચરતો ઘડી દીપ જોતો.

ઝીલવા એક ઉક્તિને હજારો દાસ જ્યાં હશે,
અશ્વથી પડતો એને ઝીલવા કોઈ ના કને !

કાપી પ્રલંબ પથ આતુર અશ્વ અંતે,
આવી રહ્યો ઉટજ એક તણી સમીપે;
હેષા વડે સદનના જનને જગાડે,
ને માગતો શરણ કૈં પદને પછાડે.

ઉઘડ્યું દ્વાર અંતે ને દીપ હસ્ત વિષે ગ્રહી,
શંકતી, કંપતી ઉભી એક ત્યાં યુવતી રહી-

દેખી રહી ઉભયને દૃઢ ધ્યાન દેતી,
કંપી ગઈ મૃત સમા નરને નિહાળી;
" હા ! રાજવંશી જન કોઈ જણાય છે એ,
" ને શીતથી અચિત સ્તબ્ધ થયો દીસે છે.

" અતિથિ આંગણે આવ્યો, ઘટે આશ્રય આપવો,
" ગૃહીનો ધર્મ શું એવો ગૃહિણીએ ન પાળવો ?"

એવું વદી, દૃઢ વિચાર ઉરે ઉતારી,
કીધી જઈ સદનમાં સહસા પથારી;
પાડોશની યુવતીઓ તણી સ્હાય સેવી,
લેઈ ગઈ ગૃહ વિષે શ્રમથી ઉઠાવી.

ભીનાં વસ્ત્ર કરી દૂરે શુષ્કથી તનુ ઢાંકતી,
આપવા અંગમાં ઉષ્મા ઉપાયો કૈંક યોજતી.

અગ્નિ વડે અહિં તહિં કંઇ શેક કીધો !
ને વસ્ત્રવેષ્ટન થકી બહુ ધામ દીધો;
નાના પ્રલેપ પણ ઉષ્ણ રહી લગાવી,
તોએ જરાય ગરમી ઘટમાં ન આવી !

ચિંતાતુર બની રામા, રહી નાડી નિહાળતી;
હજારો તર્ક હૈયામાં સંભ્રમે સાધતી જતી.

અંતે વિચાર ઉરમાં કંઈ એક આવ્યો,
ને કંપ ઉગ્ર પ્રકટી વપુમાં સમાયો;
'હા' 'ના' તણું ઘડી ઉરે ઘમસાણ સેવી,
ઉભી થઈ વ્યથિત વ્યગ્ર બની ગયેલી.

ડોલતા દીપની સામે હાથ જોડી ઉભી રહી !
રોકતી નેત્રવારિને કહે કૈં રૂદ્ધ કંઠથી !

"ચંદ્રાર્કના પ્રતિનિધિ આયિ ! દીપ ભ્રાતા !
"ને પ્રાણીને હૃદય ધારતી ભૂમિ માતા !

" હા ! અગ્નિદેવ ! જગતાત તમે જણાતા !
" સાક્ષી હજો મુજ અલૌકિક કાર્યના આ !
" સર્વદા સૃષ્ટિને જોતા સ્વર્ગના સુર બાંધવો !
" ન્યાયની દિવ્ય દૃષ્ટિથી ઉર મારૂં ઉકેલજો !

" રે ! આ અનાથજનજીવ બચાવવાને,
" ને ધર્મ માનવ તણો કંઇ પાળવાને;
" ઉષ્મા હવે તનુ તણી હઉં સ્પર્શ સાધી !
" દ્યો ત્યાં સુધી બલવતી ઉરને સમાધિ !

" વિકારશૂન્ય જો મારૂં નવ્ય વર્ત્તન નીવડે,
" પ્રાણનું દાન પંથીને આપજો સહુ તો તમે !

" ને કૈં વિકાર મુજ અંતરમાં નિહાળો,
" તો ભસ્મ દેહ કરજો થઈ વીજ મારો;
" ચીરાઈ કાં ગળી જજો તનુને ધરિત્રી,
" કાં વજ્ર વાસવ તણું પડજો ત્વરાથી ! "

બોલતી ખ્હાવરી જેવી શય્યામાં સહસા પડી !
શબવત્ દેહને ભેટી ઉષ્ણતા આપતી રહી !

ભેટી પડે તનુજને જ્યમ માત મીઠી ,
વાત્સલ્યનો પરમ પાવન સ્રોત વ્હેતી;
ભેટી રહી પથિકને ભરતી ભુજાથી,
આખંડલાસન અચિંત્ય ડગાવી દેતી !

ધન્ય હો ! દેવની દેવી ! ધન્ય ! અદ્‌ભુત યોગિની !
ડૂબતી વારિમાં તોએ અસ્પૃષ્ટા પદ્મિની સમી !

કંદર્પને સ્મરહરે કરી દગ્ધ દીધો,
કાંઈ તથાપિ અવશેષ રહી ગયેલો;
તે આજ આ કૃતિ થકી સતીએ નિવાર્યો !
અગ્નિ અને ગરલનો પણ ગર્વ ટાળ્યો !

પાષાણમૂર્તિ શાં બન્ને શરીરો શ્લેષ સેવતાં !
માનસો વિશ્વ મૂકીને કયાંય ઉડી ગયાં હતાં !

વિદ્યુત્પ્રવાહ વનિતાવપુથી સરંતો,
નિશ્ચેષ્ટ એ તનુ વિષે ઘડીમાં સમાયો ;
આવ્યું અચિંત્ય કંઈ ચેતન અંગઅંગે,
ને ઉઘડયાં હૃદય, લોચન, વક્ત્ર સંગે.

છલંગે છોડતી શય્યા રામા દૂર જઈ પડી !
ધીમેથી ધ્રૂજતી જિહ્વા પંથીની કૈંક બોલતી !

" કોણે મને અજબ જીવનદાન દીધું !
" કોણે અહો ! અમરનું અહિં કાર્ય કીધું
" શું સ્વર્ગથી મુજ જની જગ માંહિ આવી !
" લીધો કૃતાંતમુખથી સુતને બચાવી ! "

" ખમા ઓ વીર મારાને ! શાંતિ અંતરમાં ધરો ! "
આશ્વાસ એમ આપીને વનિતા વદતી અહો !

" આ નેસ ચારણ તણો, પુરૂષો અમારા,
" દુર્ભિક્ષથી પશુ વિદેશ લઇ ગયેલા;
" વર્ષા વડે વ્યથિત અશ્વ લઇ તમોને ,
" આવ્યો નિશામુખ વિષે અમ રંક ગેહે.
" અજાણ્યો માનવી કેરો એ થકી ધર્મ માનવે,
" શુશ્રૂષા સિદ્ધિને પામી, લાભ એહ મળ્યો મને. "
ધીમે શરીર મહિં આખર સ્વાસ્થ્ય આવ્યું,
ને પાંથનું હૃદય સદ્મ ભણી તણાયું ;
પ્રસ્થાનસજ્જ હયને કરથી કરીને,
લેતો વિદાય વદતો ઉરના ઉમંગે.
" આવજે બ્હેન ઓ મારી! તળાજે ભ્રાતને ગૃહે !
" ભૂપ હું એ ભૂમિ કેરો નામ એભલ સૌ કહે.
" તારો અપાર ઉપકાર નહિ ભુલાય,
" એનું ન મૂલ્ય જગનાં જનથી અપાય;
" નિઃસ્વાર્થ કાર્ય કરનાર મનુષ્ય મોંઘાં,
" હા ! ભૂતલે નિવસતાં પણ દેવ સાચાં."
આશ્ચર્ય પામતી ઉભી યુવતી દેખતી રહી,
અશ્વ દોડાવતો અંતે નૃપ દૂર ગયો વહી.

( ૨ )

દુષ્કાલદુઃખ જગનું જલદે નિવાર્યું;
સર્વત્ર કૈંક નવલ ચેતન શીઘ્ર આવ્યું;

આવ્યા ગૃહે પશુ લઈ નર નેસવાસી,
આનંદતા સ્વજનને ધરી ભાવ, ભેટી.
કર્ણોપકર્ણ ત્યાં ચાલી પાન્થની ઘટના પછી,
કલંક કારમું આવ્યું સતીશીર્ષ પરે ધસી !

ક્રોધાગ્નિથી બળી ગયો પતિ એ શુણીને,
કૈં કૈં અવાચ્ય વદતો, લડતો પ્રહારે !
સર્વાંગ સત્ય દયિતા શ્રમથી જણાવે,
વિશ્વાસ શંકિત ઉરે પણ કેમ આવે ?
અપૂર્વ અગ્નિથી એના રોમરોમ તપી ગયા,
ગલત્કુષ્ટ તણા રોગે પર્યન્તે પીડતા થયા.

શોકે ભરી યુવતી કૈંક ઉપાય યોજે,
ના શાંત થાય દૃઢ રોગ અરે ! લગારે;
એથી કરંડહૃદયે પતિને ધરીને,
અન્યોપચાર સજવા વિચરે વિદેશે.
હજારો વૈદ્યને પામી, હજારો તીર્થમાં ગઈ,
પરંતુ વ્યાધિનો સાચો ના ઉપાય જડ્યો કંઈ.

અંતે ગઇ રડતી એભલની સમીપે,
નૈરાશ્ય આશ ઉરમાં અતિશે ધરીને;
દેખી સુદૂર થકી ભૂપતિ દોડી આવ્યો,
ને દંડવત્ ધરણિમાં પડી પાય લાગ્યો.

" આયુષ્ય આપનારી તું આવી બ્હેન ભલે ગૃહે !
" કરંડે શું ધરી લાવી ? શી તારી સ્થિતિ ? તે કહે !"

શોકે રડે હૃદય ને નયનો ભિંજાતાં,
કષ્ટે વદે રમણી લોચનનીર લ્હોતાં;
" હા ! કંથ એ વિકટ રોગ થકી રીબાય,
" સર્વે ગયા અફળ સૃષ્ટિ તણા ઉપાય.

" બત્રીશલક્ષણા કેરા રક્તથી સ્નાન જો કરે,
" દૂર તો થાય એ વ્યાધિ, એમ વૈદ્ય ઘણા વદે."

" ચિંતા નહિ હૃદયમાં ધર બ્હેન ! ત્યારે,
" એ છે ઉપાય તુજ કારણ હસ્ત મારે;
" બત્રીશ લક્ષણ જનો મુજમાં જુએ છે,
" ને એમ પંડિત, પરીક્ષક સૌ કહે છે.

" આયુષ્ય ભોગવું છું આ, તે તારા કરથી મળ્યું,
" ત્વદર્થે આપવું એથી અન્ય શું વિશ્વમાં ભલું ?

" કાલે થશે મરણ પામર કીટ જેવું,
" એથી અવશ્ય અતિ ઉત્તમ મૃત્યુ આવું;
" જો રોગમુક્ત ભગિની ! પતિ થાય તારો,
" તો ધન્ય એક ધરણિ મહિં દેહ મારો."

પરંતુ શીર્ષને કાપે કોણ ? એ પ્રશ્ન ઉદ્ભવે,
મોકલી દૂતને પાસે બોલાવ્યો નિજ પુત્રને.

એ તાતનું કથન સર્વ ઉરે ધરીને,
માગે કશું વિનયથી ચરણે પડીને;
" હું લક્ષણો સકળ આપ તણાં ધરાવું,
" છું આપવા અધિક આતુર શીર્ષ મારૂં. "

આગ્રહી બે રહ્યા ઉભા ઉમંગે શિર આપવા,
અન્યોન્ય અસિને દેતા, ને કે'તા સદ્ય કાપવા !

દેખી રહ્યો પુરૂષ સર્વ કરંડવાસી,
પામ્યો અપૂર્વ કંઈ અંતર માંહિ શાંતિ;
સિંચાય રોમ સહુ નૂતન કો સુધાથી,
ઊડી ગયો પળ વિષે કંઈ દૂર વ્યાધિ !

કાઢવા એ કરંડેથી વામાને વિનયે કહે,
કંઈ સ્વાસ્થ્ય ધરી, પાયે પડીને ધ્રૂજતો વદે.

" વ્હાલી ! તને પ્રથમથી નહિ મેં પિછાણી,
" તું શુદ્ધ સંયમવતી, સ્મર જીતનારી !
" ને ભૂપ આ શિબિ તણો અવતાર સાચો !
" તેનો મયૂરધ્વજ તુલ્ય કુમાર આ તો.

" શંકા સર્વ ગઇ મારી, ક્રોધ ને રોગ હા ! ગયો !
" સુધાસિંધુ તણા સ્નાને દેહ દિવ્ય બની રહ્યો !

" મેં સૂક્તિઓ શ્રવણ માંહિ ધરી તમારી !
" તે તો હતી વિબુધના વ્યવહાર કેરી !

"સાન્નિધ્ય એ અમરનું મૃતને જગાડે,
"તો કાં અસાધ્ય જનરોગ નહિ મટાડે?
"સહસ્ર ચંદ્રના સ્પર્શે જે ન શીતલતા જડે,
" આ પ્રસંગ તણા યોગે સાંપડી સદ્ય તે મને!
" આલંબ સૂર્યશશીના હજુ વિશ્વમાં છે!
" ને સ્તંભ છે ગગનગુંબજના હજુએ!
" નિષ્ઠુર મૃત્યુઉરને શરમાવનારા,
" અદ્યાપિ વીર નર હા! જગમાં વસેલા!
" પરંતુ એ નહિ સૂજે: આપવા ઉત્તમાંગને,
" સ્પર્ધંતા સામસામે આ બે 'વાળા'માં કયો ચડે?"

---

# महामारी.

( મન્દાક્રાન્તા. )

છોડી છોડી પ્રિય સદન ને સર્વ સંકલ્પ છોડી,
આરંભેલા અધવચ પડયા કૈંક વ્યાપાર મૂકી;
મૃત્યુ કેરા ઘરઘર વિષે ઘૂમતા દૂત દેખી,
નાસી છૂટે જન અહિં તહિં આકળા આંખ મીંચી.
ઓચિંતા એ સતત ધસતા અગ્નિમાંથી બચેલા,
ચુકાવીને નજર યમની છેક છૂટી શકેલા;

એનો ભૂંડો પ્રલય રચતો પામતાં સ્પર્શ પ્હેલાં,
સામગ્રી લૈ સકળ મનુજો નીકળે હર્ષઘેલા.

જોતાં જોતાં વિજન વન શું હા ! થયું ગામ ખાલી,
ચારે બાજુ શત મુખ કરી માનવી રેલ ચાલી;
ને કૈં દૂરે હૃદય રમતા સ્થાન માંહે સમાતી,
વ્યાપી અંતે પિતૃવન સમી ઘોર સર્વત્ર શાંતિ.

( વસંતતિલકા. )

બેસી રહી યુવતી કો ગૃહદ્વાર રોતી,
ને કોઈની નજર ફેંકતી વાટ જોતી;
નિઃશ્વાસથી ભરતી અંતર, નેત્ર લ્હોતી,
પંપાળતી શિશુકને, મનમાં મુંઝાતી.

( મંદાક્રાન્તા. )

થાકી અંતે જઇ ભવનમાં બાળ સંગાથ બેઠી,
ઉભી થાતી ઘડી વિકળ શી આવતી ન્હાર જોતી;
સંધ્યાકાળે બહુ રખડીને આખરે કાન્ત આવ્યો,
શોધીને કો નિકટ પુરમાં વાસની ભાળ લાવ્યો.

( શાર્દૂલવિક્રીડિત. )

તૈયારી કંઇ હર્ષથી કરી રહી શ્યામા નવા સંભ્રમે,
કૂદી બાળ રહ્યાં નવા સદનને જોવા સવારે ખરે !

પ્રાતઃકાલ પ્રયાણનિશ્ચય કરી સૂતાં સુખે દંપતી,
જુદો નિશ્ચય કાળના હૃદયનો તે કોણ જાણે જરી !

( વસંતતિલકા. )

ખુટી ગયું તિમિર ને રજની વિરામી,
ઉઠયો યુવાન સહસા ઉરઉંઘ ત્યાગી;
ના કોઈ કુક્કુટ રહ્યા કથવા પ્રભાત,
ઘંટી તણા નવ પડે કંઇ કર્ણ નાદ.

( મન્દાક્રાન્તા. )

જાગી અંતે નિકટ જઇને સુંદરીને જગાડે.
રે ! રે ! એ તો તરફડી રહી બ્હાવરી બૂમ પાડે !
અંગે અંગે વિષ વરસતો તાવ ભૂંડો ભરાયો,
મૃત્યુ કેરો કર ફરી વળ્યો કારમા દંશ દેતો.

( શિખરિણી. )

ઉવેખી આશાને, ઉરગત વિચારો પરહરી,
જઇ પાસે બેઠો પતિ કર કપાળે દઈ દઈ;
ઘડી જોતો નાડી કંઈક પૂછતો આતુર બની,
ઘડી વ્હીલો, ઢીલો અટન કરતો એ અહિં તહિં.

( શાર્દૂલવિક્રીડિત. )

જાગ્યાં બાળ અને પ્રવાસ કરવા આતુર ઉભાં થયાં,
શી છે ઢીલ ? ઉઠે ન કેમ જનની ? એ પ્રશ્ન પૂછી રહ્યાં;

કિંતુ દીન દયામણું વદન એ દેખી પિતાનું ડર્યાં.
માતાનું મુખ દુઃખથી નિરખતાં હા ! બેઉ બેસી ગયાં.

" ખેલો બ્હાર જઈ" કહી જનક ત્યાં કૈં દૂર કાઢે જરી,
આવે રંક સમાં ઘરે રડી રડી શેરી બધી સંચરી;
" બાપુ ! બાળક કોઇ બ્હાર ન મળે, તાળાં સહુને ઘરે,
" કોની સંગ જઈ જરાય રમીએ ? " કે'તાં વધારે રડે.

( અનુષ્ટુપ્. )

" રડો માં ! બાળ એ મારાં ! બેસો બે ઘડી બારમાં,
" તમારાં આંસુઓ ચીરે કાળજું હાય ! કારમાં.
" તમારી જાગશે માતા અનેરી ઉંઘ આ ત્યજી,
" નવા ગામે જશું ત્યારે, મુંઝાશો મન ના જરી. "

( શિખરિણી. )

" જગાડોને ત્યારે, કયમ જનક ! ઢીલા પડી ગયા ?
" ન આવી શું ગાડી ? નહિ મળી શકે વાહન કશાં ?
" અમે તો ચાલીશું, વિકટ પથ કાપી વહી જશું,
" નહિ ક્યારે થાકી તમ થકી વિખુટા પડી જશું. "

( અનુષ્ટુપ્. )

સાંભળી શોકમાં ડૂબ્યો નિઃશ્વાસો કૈંક નાંખતો
વ્હાલીને ચાંપતો બેઠો નાઠીનેત્ર નિહાળતો.

ઘડીમાં કારમી ચીસો પીડાતી પાડતી હતી,
ઘડીમાં શૂન્યવત્ શ્યામા ચેષ્ટાહીન બની જતી.
આખરે ઉઘડી આંખો તાવના કાંઇ તોરમાં,
વ્હાલાને જોઇને બોલી " બેસી કાં હજુએ રહ્યા ?

( શિખરિણી )

" પધારોને વ્હાલા ! લઇ શિશુકને એ પુર વિષે,
" કંઇ દૂરે બેસો ! નવ અડકશો આ શરીરને;
" રહ્યું રોમેરોમે વિષમ વિષ વ્યાપી પ્રિય ! મને,
" બચી સંસર્ગેથી ઝટપટ બચાવો શિશુકને !

" હતી આશા ઉંડી મરણમુખમાંથી બચી જવા,
" પરંતુ આવ્યો આ જ્વર કંઇક જુદું વિરચવા !
" પ્રભુની ઇચ્છાને દૃઢ હૃદય રાખી વશ થવું,
" વૃથા સૌ સંકલ્પો, પ્રિયતમ ! વૃથા કૈંક વિલપવું ! "

( અનુષ્ટુપ્. )

સાંભળી એ રહ્યા સ્વામી, ના વદી શકતો કંઇ,
અંતે એ થાકતી વ્હાલી ફરીને ઘેનમાં પડી.
શોકસંતાપને વ્હેતો દિન એમ વહી ગયો,
અને કાળમુખી ઉભી આવીને રજની અહો !
થાકીને, આશ મૂકીને, રમીને, રડીને કંઈ,
ભૂમિના અંકમાં સૂતાં બિચારાં બાળકો ઢળી !

( વસંતતિલકા. )

રાત્રિ તણું પ્રતિપળે બળ જાય વાધ્યું,
વ્યાધિ તણું પણ અરે ! બળ જાય વાધ્યું;
વાધ્યો પ્રલાપ, તનુભાન જતું ભુલાતું,
સંબંધહીન મુખથી કંઈ કૈં વદાતું.

( શાર્દૂલવિક્રીડિત. )

" આવું છું તમ આગળે ઉલટથી સ્વર્ગસ્થ હા ! બાળકો !
" હા ! વ્હાલી જનની ! અને જનક, હા ! સ્નેહેભર્યા બાંધવો
" કૈં કૈં સાદ તમે મને કરી રહ્યાં, તે સર્વ હું સાંભળું,
" લાંબો છે પણ પંથ, શક્તિ ન રહી, શું શીઘ્ર આવી શકું ? "

( શિખરિણી. )

હજારો ચેષ્ટામાં રજની પણ અર્ધી વહી ગઈ,
રહ્યો બેસી પાસે દયિત દૃઢ દૃષ્ટિ દઈ દઈ;
ઘડી વસ્ત્રો એનાં શિથિલ કરથી ઠીક કરતો,
ઘડીમાં સૂતેલાં શિશુક ભણી શોકે નિરખતો.

( અનુષ્ટુપ્. )

વિનાશ પામવા જ્યોતિ દીપની ઝળકી પડે,
ઓચિંતી એમ ઉઠીને સુંદરી પતિને કહે.

( શિખરિણી. )

" હવે તો મૃત્યુ છે નિકટ, નહિ વ્હાલા ! વિલપજો !
" શિશુને સંભાળી ભવપથ વિષે આગળ જજો !

" તમારી વ્હાલીનું તનુ પળ પછી પ્રાણ ત્યજશે,
" શિલા જેવું ભારી બની બહુ તમોને મુંઝવશે.
" શ્મશાને શી રીતે કઠિન શબ એવું લઇ જશો ?
" નથી કો સંગાથે, કયમ દ્દઢ બની દાહ કરશો ?
" ચિતા એથી મારી અહિં વિરચજો આંગણ વિષે!
" ઉપાયો યોજું છું પણ અવર ચિત્તે નવ ચડે.

( અનુષ્ટુપ્. )

" અને આ બાળને " કેતાં ઓચિંતી આંખડી ફરી !✓
પતિનો સ્પર્શ સેવંતી મૃત્યુને શરણે પડી !
હજુએ અંતરે આશા ! હજુ કૈં બોલશે ફરી,
ચેણની વાટડી જોતો કાંત બેસી રહ્યો હજી !

( મંદાક્રાન્તા. )

✓પ્રાતર્વાયુ શિથિલ ગતિથી આખરે પાસ આવ્યો,
ને આશ્વાસો કંઇક કથતો, શોક વ્હેતો છવાયો;
ઉઠયો આશા ત્યજી તરૂણ હા ! દીર્ઘ નિઃશ્વાસ નાંખી !
ને તૈયારી ત્વરિત કરતો ચોકમાંહે ચિતાની.

( અનુષ્ટુપ્. )

છાણાં ને કાષ્ટનો રાશિ અવ્યવસ્થિત આંગણે,
બનાવી વ્હાલીને વચ્ચે સંકષ્ટે ધરતો વદે !

( શાર્દૂલવિક્રીડિત. )

" તું સાચી ગૃહિણી ! ત્યજી નવ ગઇ હા ! દેહથી ગેહને !
" તો સાચું તુજ સર્વથા વિલસજો વિશ્રામનું સ્થાન એ !

" છેલ્લી કાંઇ ક્રિયા કશી વિધિભરી કીધી નહિ મેં અરે !
" છેલ્લું સ્નાન સમર્પું નેત્રજલથી તે માત્ર સ્વીકારજે ! "

( અનુષ્ટુપ્. )

ઓચિંતાં જાગીને ઉઠયાં બાળકો કંઇ બ્હાવરાં,
વિચિત્ર ઘટના જોતાં કંપતાં કથતાં અહા !

( શિખરિણી. )

" ધરો શાને બાપુ ! અમ જનનીને કાષ્ટ ઉપરે ?
" કરો શાને પાછો ઢગ શરીરની ઉપર અરે ?
" મુંઝાશે રે માડી ! કંઇક મહિં એને કરડશે !
" જવાનું છે દૂરે, ચરણ પછી માંડી નહિ શકે ! "

( અનુષ્ટુપ્. )

ઉપેક્ષા બહુએ કીધી બાળનાં વચનો તણી;
પરંતુ ધૈર્યની સીમા આખરે આવતી રહી !

( શિખરિણી. )

" અરે ! ઓ વ્હાલાંઓ ! તમ જનની મીઠી મરી ગઇ !
" તમારી ને મારી, સ્વજન સહુની એ મટી ગઈ !
" હવે તો એ વ્હાલું તનુ અનલ માંહે સળગશે,
" મળીને માટીમાં હૃદય મહિં નિત્યે રહી જશે. "

( અનુષ્ટુપ્. )

" બનાવો શીદને બાપુ ! ઉંઘમાં કોઇ ના મરે,
" અમેએ ઉંઘતાં ઉઠયાં, તેમ એ ઉંઘતી હશે !

" ફરીને સાદ બોલાવો ! અમે કો'તો જગાડીએ !
" પરંતુ પોઢવા દેવી આમ ના અમને ગમે. "

( વસંતતિલકા. )

કે'તાં રહ્યાં ચકિત બાળક આર્ત્ત નાદે;
ને અગ્નિનો બલવતો સુસવાટ વાધે !
આકાશ ને નગર ધૂમ્ર થકી છવાયું,
હા ! હા ! થયું સદન એમ સ્મશાન સાચું !

( અનુષ્ટુપ્. )

આક્રંદો અર્ભકો કેરા ના વધુ સાંભળી શક્યો.
એણિને બાથમાં ઝીલી આખરે એ રડી પડયો !

---

# पुनर्लग्न.

( વસંતતિલકા. )

વ્હાલી તણા વિલય ઉપર વર્ષ વીત્યું,
ને નામ એ જગત માંહિ જતું ભુલાતું;
ધીમે ધીમે સકળ સંસ્મરણો ઘસાતાં,
સંબંધના પણ ક્રમે કરી તાર તૂટયા.

( અનુષ્ટુપ્. )

આજ સંવત્સરી એની, એ તિથિ ગત વર્ષની,
આપ્તનાં આંસુઓ વચ્ચે સ્વર્ગમાં ગઈ સુંદરી.

" જાઉં છું, જાઉં છું વ્હાલા ! બાળને નિત્ય પાળજો ! "
વ્હાલીનું વેણુ એ છેલ્લું અંતરે ઉદ્ભવે અહો !

( હરિણી. )

સ્મૃતિ વિરચતો ને આંસુડાં ઘડીભર સારતો,
ઘડી વીસરતો ને ભાવિમાં જતો મન જોડતો;
યુવક ઉલટે વાંચે કોઇ સમાગત પત્રને,
વિવિધ ઉરમાં ભાવો જન્મી, ઉડી, વદને વસે.

( શાર્દૂલવિક્રીડિત. )

ભાવિ લગ્ન તણો પ્રબંધ રચતો એ પત્ર આવ્યો હતો,
આશાના અમિતાંકુરો અવનવા એ સંગ લાવ્યો હતો;
મીઠા મોહક મંત્રના બળ થકી હા ! ચિત્ત અંતે ચળ્યું,
પ્રીતિપૂર અગાધ પંથ ત્યજતું રે ! અન્ય માગે વળ્યું !

કૈં કૈં સ્વપ્ન રસે ભર્યાં હૃદયમાં સંસારનાં ઉદ્ભવ્યાં,
મીઠાં કૈંક મનોરથો વિષયના ને કૈંક વિકારો વસ્યા;
ચાલી તર્કપરંપરા વિહગ શી આકાશ ઓળંગતી,
ઘેરાતાં નયનો નવા જગતમાં ડૂબ્યો નવા ભાવથી !

( અનુષ્ટુપ્. )

સાંભળ્યું કાંઇ ઓચિંતુ ને જાગી-ઝબકી ગયો,
અંગના કંપને રોકી સ્વસ્થ એ ક્ષણમાં થયો.

( વસંતતિલકા. )

વ્હાલી તણી જડી હતી છવિ સામી ભીંતે,
જોઇ રહ્યો યુવક તે ભણી શાંત ચિત્તે;
હા ! કંપ એ હૃદયનો સહસા વિલોકે,
આંસુભર્યાં નયન ને મુખ દીન શોકે.

( અનુષ્ટુપ્. )

અંધારી આવતી આંખે ને દૃષ્ટિ ભાર ઝીલતી,
તોય તે નિરખે સામે અધીરો વ્હાવરો બની!
ઉઘડયા ઓષ્ટ એ અંતે ને શબ્દો કાંઈ નિઃસરે,
પરિચિત અને વ્હાલો વ્હાલીનો સ્વર સાંભળે!

( શિખરિણી. )

" ભલે વ્હાલા મારા ! પુનરપિ તમે લગ્ન કરજો !
" અને સંબંધીના પ્રિય પથ વિષે પાય ધરજો !
" પરંતુ આ ઘેલું હૃદય નહિ કયારે વીસરજો !
" પ્રતિજ્ઞા લીધેલી કદી કદી બની સ્વસ્થ સ્મરજો !

( શાર્દૂલવિક્રીડિત. )

" મૃત્યુને શરણે પડી રજ વિષે અંતે મળી માલતી,
" ના કયાંએ સુરભિ, નહિ કુસુમ ને ના પંક્તિ એ પત્રની;
" રે ! ભોગી ભમરા ! ભલે અવર કો પુષ્પે જઈ બેસજે!
" ને મીઠો મકરંદ આત્મસુખને કાજે ભલે સેવજે !

" તારો દોષ દ્વિરેફ ! ના, અધમ એ વૃત્તિ સ્વભાવે વસી,
" છો ઝુરે રહી સ્વર્ગમાં નિરખતી નિત્યે તને માલતી !
" ભોગી કેવળ વિશ્વમાં પુરૂષ હા ! પ્રેમી લગારે નહિ,
" ભાવે ભોગવજો ભલે વિષયને સ્વાર્થાંધ રહેજો બની !

( અનુષ્ટુપ્. )

" નહિ રોકું હવે વ્હાલા ? તમારા ચિત્તને જરી,
"માનજો ભેટ આ છેલ્લી ને છેલ્લી રસગોઠડી. "

( શાર્દૂલવિક્રીડિત. )

સેવી સ્વાસ્થ્ય રહ્યો હતો શ્રવણથી એ સૂક્તિને સાંભળી,
ને નિઃશ્વાસ જતો હતો પળપળે નાભિ થકી નીકળી;
માંડી કંપિત પાય કૈં બળ થકી ઉભો થયો આખરે,
વ્હાલીના પદપંકજે શિર ધરી એ ઉચ્ચરે ઉત્તરે!

( અનુષ્ટુપ્. )

" ક્ષમા વ્હાલી ! ક્ષમા દેવિ ! ક્ષમા ઓ સ્વર્ગવાસિની !
" એક ભૂલ તણી દેજે ક્ષમા આ રંકને સખી !
" પ્રતિજ્ઞા એ નથી ભૂલ્યો સ્વેચ્છાથી જે ગ્રહી હતી,
" વારતી તું પડી વચ્ચે તથાપિ મેં કરી હતી !

( શાર્દૂલવીક્રીડિત. )

" રે ! સંસાર તણી કુસંગતિ શા શા અનર્થો કરે ?
" ખેંચી સ્વર્ગ તણા પવિત્ર પથથી, ઊંડા કુવામાં ધરે !

“ વ્હાલી ! વ્યર્થ વિકારને વશ થઈ ભુલ્યો ઘટી હું તને,
“ ને અન્યાય કર્યો કંઇ પ્રણયને એની ક્ષમા આપજે !
“ આપ્યો જે કર સ્નેહથી તુજ કરે તે અન્યને ના મળે,
“ પામ્યું ચિત્ત અભેદ જે તુજ વિષે તે ભેદને ના ભજે !
“ તારો દેહ ભલે નહિ જગતમાં તેથી પ્રિયે ! શું થયું ?
“ સ્નેહી માનસને ન કાર્ય કંઈએ હા ! દેહ સંગે રહ્યું !
“ ભોગી આમિષનાં નૃશંસ હૃદયો ચાહે ભલે દેહને,
“ એવા ભેદક સ્થૂલ આવરણને ના સ્નિગ્ધ ચિત્તો ચહે:
“ જે વારિ મહિં વારિ એક રસ થૈ, એકત્વ પામી મળ્યું,
“ તેને ભિન્ન કરી વિકાર વરવા જેવું અરે ! મેં કર્યું !

“ આ ભોગી ભમરો નથી, રજ વિષે જ્યાં છે મળી માલતી !
“ લોટી એ તનુભસ્મમાં પળપળે રાચી રહેશે સખી !
“ ખીલ્યાં પુષ્પ ભલે અનેક જગમાં તે દેખીને રીઝશે !
“ ને મીઠો મકરંદ માનસ વસ્યો તે સર્વદા સેવશે !

“ જે વ્હાલી નિજ કાન્તના વિરહના સંતાપ સર્વે સહે !
“ ને આજીવન પ્રેયસી પ્રિય જતાં વૈધવ્ય સેવી રહે;
“ તેનો નાશ થતાં ધકેલી ઉરથી અન્યત્ર સ્વામી રમે,
“ અક્ષન્તવ્ય અવશ્ય એ મનુજનો અન્યાય ભાસે મને.
“ એ અન્યાય તણાં ફળો અઘભર્યાં હા ! માનવો ભોગવે,
“ સ્નેહાભાસ વિષે કૃતાર્થ થઈને શુષ્કત્વ સેવ્યાં કરે;

" દૈવી પ્રેમ કઠોર સર્ગ ત્યજી એ હા ! દૂર દૂરે વસે !
" જાણી એ, અતિ દુષ્ટ પંથ પર ના હું પાય ધારૂં હવે !

( અનુષ્ટુપ્ )

" નથી મૃત્યુ થયું તારૂં, હું નથી જીવતો હવે !
" વ્હાલી ! આવ તને ભેટું મીઠા માનસને તટે !
" પૂર્વની મિષ્ટ ગોષ્ટિ એ, એ કેલિ રસ વર્ષતી,
" સર્વદા સેવશું સ્નેહે દિવ્ય સર્ગ વિષે વસી.
" રોગ ને મૃત્યુનો સિંધુ તરી તું ફરીને મળી,
" અમર્ત્ય દેહ ધારીને સ્વર્ગની સુરભિભરી.

( શાર્દૂલવિક્રીડિત. )

" પશ્ચાત્તાપ વિષે તપાવી તન આ હું શુદ્ધ સ્હેજે થયો
" ને ત્વત્તુલ્ય નવીન દેહ ધરીને સામીપ્ય સેવી રહ્યો !
" આપી ઉચ્ચ કરાવલંબન હવે સ્વીકારજે સુંદરી !
" દૈવી સ્નેહવિવાહના પદ પરે એ પ્રેમ દેજે ફરી !

( અનુષ્ટુપ્ )

" આજ સંવત્સરી તારી, ને મારા મૃત્યુ—જન્મની,
" ઊજવું તિથિ આંસુથી આપણા દિવ્ય લગ્નની ! "

# સમાપ્ત.

# શબ્દકોષ.

અ

અકળ–કળાય નહિ એવું.
અકલિત–નહિ જણાયેલું.
અગતિક–ગતિ વિનાનું.
અગ્રગામી–આગળ ચાલનાર.
અઘ–પાપ.
અચલ–પર્વત, સ્થિર.
અચિંત્ય–ઓચિંતું.
અટન–ફરવું.
અતટ–કાંઠા વિનાનું.
અતર્પણ–અતૃપ્તિ.
અદ્વૈત–એકતા.
અધીન–વશ, તાબેદાર.
અધઃપતન–નીચે પડવું.
અનપેક્ષતા–ઇચ્છારહિતપણું.
અનલ–અગ્નિ.
અનલદ્વય–બે અગ્નિ.
અનવરત–અટક્યા વિના, નિરંતર.
અનવલંબન–આધાર વિનાનું.
અનામય–નીરોગીપણું.
અનિમિષ–પલકારા વિના.
અનિલ–પવન.
અનુકૃતિ–અનુકરણ.
અનુજ–ન્હાનો ભાઇ.
અનુદારતા–ઉદારતારહિતપણું.
અનુદિત–નહિ બોલાયેલું.
અનુદિન–દરરોજ.
અનુજ્ઞા–આજ્ઞા.
અન્યત્ર–બીજે ઠેકાણે.
અન્યથા–વિપરીત, વૃથા.
અન્યોન્ય–એક બીજાને.
અપત્રપા–અન્યથી ઉત્પન્ન થતી લજ્જા.
અપસરણ–ખસવું.
અપૂર્વ–નવીન, આગળ નહિ જોયેલું.
અપંકિલ–કાદવ વિનાનું.
અપ્રયાસ–મહેનત વિના.
અબ્જાંશ–અબજમો ભાગ.
અભિધાન–નામ.
અભિનવત્વ–નવીનતા.
અભિમત–ઇચ્છિત, માન્ય.
અભેદ–એકતા.
અભ્ર–વાદળું, મેઘ.
અમર્ત્ય–મૃત્યુલોક બહારનું.
અમલ–મેલ વિનાનું.
અમાનુષી–દૈવી.
અમિત–અમાપ.
અમિતાંકુર–અનેક અંકુરો.
અર્ચતી–પૂજતી.
અર્ભક–બાળક.
અવકાશ–સ્થાન, વખત.

અવગાહન-સ્નાન.
અવગાહવા-સ્નાન કરવા.
અવધાન-સાવધતા, મનોયોગ.
અવરોધક-અટકાવનાર.
અવરોહ-સંગીતમાં સ્વરને ઉતારવો તે.
અવલંબન-આધાર.
અવશિષ્ટ } -બાકી રહેલું.
અવશેષ }
અવજ્ઞા-અનાદર.
અવાચ્ય-નહિ કહેવા યોગ્ય.
અવિચારિત-વિચાર્યા વિનાનું.
અવિરત-નિરંતર.
અવ્યક્ત-અસ્પષ્ટ.
અસાધ્ય-ન મટે એવું.
અસિ-તલવાર.
અસુ-પ્રાણ.
અસ્ખલિત-અચળ.
અસ્તાબ્ધિ-પશ્ચિમ સમુદ્ર.
અસ્તિત્વ-હાજરી.
અસ્પૃષ્ટા-અડક્યા વિનાની.
અહિતશત સેંકડો અશુભ.
અહંત્વ-'હું'પણું.
અક્ષંતવ્ય-માફ ન થાય એવું.

આ

આક્રંદ-રડારોળ.
આખંડલાસન-ઇંદ્રાસન.
આગંતુક-આવેલું.
આજીવન-જીંદગી પર્યંત.
આદિકુસુમ-પહેલું ફુલ.
આદિત્ય-સૂર્ય.
આમિષ-માંસ.
આયાસ-ઉદ્યોગ, મહેનત.
આલિ-સખી.
આરોહ-સંગીતમાં સ્વરને ચડાવવો તે.
આર્ત્ત-દુખી.
આર્દ્ર-ભીનું.
આર્દ્રતા-ભીનાશ.
આલંબ-આધાર.
આલંબવા-વળગવા.
આવરણ-ઢાંકણ.
આવાલ-ક્યારો.
આશ્વાસ-દિલાસો.
આહ્વાન-બોલાવણું.
આંતર-મનનું, અંદરનું.

ઇ

ઇતર-બીજું.
ઇંદ્રોદ્યાન-ઇંદ્રનો બગીચો.

ઉ

ઉક્તિ-વચન, કથન.
ઉટજ-ઝૂંપડી.
ઉડુ-તારો.
ઉડુસૈન્ય-તારાઓનું લશ્કર.
ઉડ્ડયન } -ઊડવું.
ઉડ્ડીન }
ઉત્ક-આતુર.
ઉત્તમાંગ-માથું.
ઉત્સંગ-ખોળો.
ઉદધિ-સમુદ્ર.

ઉદરંભરિતા–પેટ ભરવાપણું.
ઉન્નત–ઉંચું.
ઉન્નતિ–ચડતી.
ઉપહસે–હાંસી કરે.
ઉપહાર–ભેટ, બક્ષીસ.
ઉપાલંભ–ઠપકો.
ઉપેક્ષા–અનાદર.
ઉરગત–મનમાં રહેલું.
ઉર્મિલા–લક્ષ્મણની પત્ની.
ઉર્વી–પૃથ્વી.
ઉલ્લોલ–મોટું મોજું.
ઉષા–પ્રભાત.
ઉષ્ણતામાન–ગરમીનું માપ.
ઉષ્મા–ગરમી.

એ

એકાકી–એકલું.
એષણા–ઇચ્છા.

ઐ

ઐશ્વર્ય–પ્રભુતા.

અં

અંક–ખોળો.
અંચળ–વસ્ત્રનો છેડો.
અંશુ–કિરણ.

ક

કકુભ્–દિશા.
કટુતર–બહુ કડવું.
કન્યાવ્રત–કન્યાઓએ કરવાનું વ્રત.
કર–કિરણ, હાથ.
કરતલ–હથેળી.
કરાવલંબન–હાથનો ટેકો.
કરંડ–કરંડીઓ.
કર્ણોપકર્ણ–એક કાનથી બીજે કાન.
કર્મરત–કર્મમાં મશગુલ.
કલિકા–કળી.
કહ્લાર–સફેદ કમળ.
કાન્ત–પતિ, પ્રિય.
કીટ–કીડો.
કુક્કુટ–કુકડો.
કુટિલ–વાંકું.
કુઠાર–કુહાડો.

કુતુક
કુતૂહલ } –કૌતુક, અજાયબી.

કુલિશ–વજ્ર.
કૃતાપરાધ–અપરાધી.
કૃતાંત–યમરાજ.
કૃતિવિસ્તાર–કામનો વિસ્તાર

કૃષિક
કૃષિકાર
કૃષીવલ } —ખેડુત.

કેલિ–ક્રીડા, રમત.
કૌમાર્ય–કુમારિકાપણું.
કંદર્પ–કામદેવ.
કંપિત–ધ્રૂજેલું.
ક્રમાત્–અનુક્રમથી.
ક્રીડન–રમત.

ખ

ખગશાવક–પક્ષીનું બચ્ચું.

ગ

ગરલ-ઝેર.
ગર્જન-ગર્જના.
ગલત્કૃષ્ટ-ગળળિયો કોઢ.
ગવાક્ષ-બારી.
ગાર્હસ્થ્ય-ગૃહસ્થાશ્રમ.
ગિરિકુહર } —પર્વતની ગુફા.
ગિરિકંદર
ગિરિશૃંગ-પર્વતનું શિખર.
ગીર્વાણ-દેવ.
ગુહા-ગુફા.
ગુંજન-ગણગણાટ, બારીક અવાજ
ગૃહાગમન-ઘેર આવવું.
ગૃહી-ગૃહસ્થાશ્રમી, ઘરધણી.
ગેહ-ઘર.
ગેંદ-દડો.
ગોક્રીડન-ગાયોનું ખેલવું.
ગોપવધૂ-ગોવાલણી.
ગોમય-ગાયનું છાણ.
ગોરજ-ગાયોના ચાલવાથીઉડતી ધૂળ.
ગોષ્ટ-નેસ, ગાયોનું રહેઠાણ.
ગંધદ્રવ્ય-સુગંધી પદાર્થ.
ગ્રહપતિ-સૂર્ય
ગ્રામ્ય-ગામડાંનું.
ગ્રાહ-મગર.

ઘ

ઘન-મેઘ.
ઘનરવ-મેઘની ગર્જના.
ઘોર-ભયંકર.

ચ

ચમૂ-લશ્કર.
ચાટૂક્તિ-વખાણનાં વચન.
ચિકિત્સા-ઔષધોપચાર.
ચિર } -લાંબું
ચિરં
ચેષ્ટાહીન-સ્તબ્ધ.
ચંદ્રાર્ક-ચંદ્ર અને સૂર્ય.

જ

જગત્કાસાર-જગતરૂપ તળાવ.
જગદાલય-જગતરૂપ ઘર.
જનક-પિતા.
જનપદ-દેશ.
જનમનોબ્ધિ-મનુષ્યોના મનરૂપ સમુદ્ર
જની-માતા.
જલદ-વરસાદ.
જલનિધિ-સમુદ્ર.
જાડ્ય-જડતા, ટાઢ.
જાયાપતી-વહુવર, દંપતી.
જીવન-જીંદગી, પાણી.
જીવનપાદપ-જીંદગીરૂપ વૃક્ષ.
જ્વલિત-સળગેલું.

ત

તટિની-નદી.
તપ્ત-તપેલું.
તમ-અંધારૂં.
તમચમૂ-અંધકારનું લશ્કર.
તમિસ્ત્ર-અંધારૂં
તરણિ-સૂર્ય.

તરલ
તરલિત } —ધ્રૂજતું, ચંચળ.
તરિ—હોડી.
તારક—તારો.
તિમિર—અંધારૂં.
તિરોભાવ—લોપ.
તુરંગમ—ઘોડો.
તુલા—ત્રાજવું, કાંટો.
તુષાર—ઝાકળ, હિમ.
ત્રિપુટી—ત્રણ જણ.
ત્વત્તુલ્ય—તારા જેવું.
ત્વદર્થે—તારે માટે.

## દ

દગ્ધ—બળેલું.
દયિત—પ્રિય.
દયિતા—પ્રિયા.
દર્દુર—દેડકો.
દલ—પત્ર, પાંદડું.
દલરંધ્ર—પાંદડાઓ વચ્ચેનું છિદ્ર.
દિક્સખી—દિશારૂપ સખીઓ.
દિનનાથ
દિનમણિ } —સૂર્ય.
દિનેશ
દુર્ગ—કિલ્લો.
દુર્દિન—ખરાબ દિવસ, વાદળાંથી ઢંકાયેલો દિવસ.
દુર્ભાવશૂન્ય ખરાબ ભાવ રહિત.
દુર્ભિક્ષ
દુષ્કાલ } —દુકાળ.

દુઃસ્વર—ખરાબ અવાજ.
દગ—આંખ.
દશદ્—પત્થર.
દશ્ય—જોવાનું.
દોલન—ઝુલવું.
દોહન—દોહવું.
દંડવત્-લાકડીની પેઠે.
દંશ—ડંખ.
દ્રવિત—ટપકતું, ગળતું.
દ્વિગુણ—બમણું.
દ્વિરેફ—ભમરો.

## ધ

ધરિત્રી—પૃથ્વી.
ધર્મપ્રાપ્ય—ધર્મથી પામવા યોગ્ય.
ધુરંધર—બળદ.
ધૂસર—ભૂરૂં.
ધુતિ—ધીરજ.

## ન

નખર-નખ.
નગ—પર્વત.
નભભાલ—આકાશનું કપાળ.
નભસ્તલ—આકાશતળ.
નયનોદક—આંસુ.
નરાધમ—નીચ પુરૂષ.
નર્તન—નાચ.
નવનીત—માખણ.
નવ્ય—નવીન.
નાના—વિવિધ, અનેક.
નાનાવિધ—અનેક જાતનું.

નિકેત–ઘર.
નિદાઘ–તાપ.
નિધન–મૃત્યુ.
નિધિ–ભંડાર.
નિમગ્ન–ડૂબેલું.
નિર્જન–માણસ વિનાનું.
નિર્ઝર–ઝરણું.
નિર્મમ–મમતા (મારાપણું)વિનાનું
નિર્વાણ–મોક્ષ, નિવૃત્તિ.
નિશામુખ–સાયંકાળ.
નિશ્ચેષ્ટ–ચેષ્ટા રહિત.
નિષેધ્યો–નકાર્યો.
નિષ્ઠુર ઘાતકી.
નિસ્તીર–કાંઠા વિનાનું.
નીડ–માળો.
નૂતન–નવીન.
નૃશંસ–ક્રૂર, ઘાતકી.
નૈરાશ્ય–નાઉમેદી.
નૈર્મલ્ય–નિર્મલતા.
નૌકા–હોડી.
નંદનાનંદ–નંદનવનનો આનંદ.

પ

પત્રવાહક–કાગળો લાવનાર(પોસ્ટમેન)
પત્રાગમ–પત્રનું આવવું.
પત્રાભાવ પત્ર નહિ આવવો.
પથ–માર્ગ.
પથગામી } =મુસાફર.
પથિક }
પથ્ય–રોગીને લાયક.
પદ–અધિકાર, સ્થાન, પગ.
પદરવ–પગલાંનો અવાજ.
પદ્મિની–કમલિની.
પરિચિત–જાણીતું.
પરિજન–ચાકર, પરિવાર.
પરિણય–વિવાહ.
પરિતોષ–સંતોષ.
પરિવર્તન–ફેરફાર.
પરિવેષ્ટિત–વીંટાયેલું.
પરિહાસ–હાંસી.
પરોક્ષ–પ્રત્યક્ષ નહિ તે.
પલ્લવ પાંદડું, અંકુર.
પશ્ચાત્તાપ–પસ્તાવો.
પાદપ–ઝાડ
પાર્થ–અર્જુન.
પાર્શ્વ–પાસું, પડખું.
પાંડુરતા–ફીકાશ.
પાંથ–મુસાફર.
પાંસુ–ધૂળ.
પિક–કોયલ.
પિતૃવન–સ્મશાન.
પિપાસુ–તરસ્યું.
પીત–પીળું.
પીયૂષ–અમૃત.
પુનઃપિ–ફરીને પણ.
પુલકિત–રોમાંચિત.
પુંજ–ઢગલો.
પૂર્વભુક્ત–પૂર્વે ભોગવેલું.

પૃષ્ટ–પીઠ, વાંસો.
પૌર–શહેરી.
પંક્તિ–લીટી, હાર.
પંથાવરોધ–માર્ગની અટકાયત.
પ્રખર–તીક્ષ્ણ, અતિશય ગરમ.
પ્રતીક્ષા–રાહ જોવી.
પ્રમદ–આનંદ.
પ્રલાપ–બકવાદ.
પ્રસ્થાન–પ્રયાણ.
પ્રસ્વેદ–પરસેવો.
પ્રહરિ–પહેરેગીર.
પ્રાતર્વાયુ–પ્રભાતનો પવન.
પ્રાસાદ–દેવાલય.
પ્રેયસી–વ્હાલી.

બ

બહુલતા–અધિકતા.
બાલ્ય–બાળપણ.
બંદી–કેદી.

ભ

ભટ્ટદીક્ષિત–મહાભાષ્યકાર ભટ્ટોજી દીક્ષિત.
ભર્ગ–કાંતિ, ચળકાટ.
ભવકાનન–સંસારરૂપ વન.
ભવન–ઘર, મકાન.
ભસ્મીકરણ–ભસ્મ કરવું, બાળવું.
ભાજન–વાસણ.
ભાવિ ભવિષ્ય, નસીબ.
ભીષણ–ભયંકર.
ભુજ–હાથ.
ભૂતિ–ભાગ્ય, સુખ, ધન.
ભેદક–ભેદ પાડનાર.
ભંગ–મોળવું.
ભ્રાતૃજાયા–ભાઇની વહુ.

મ

મકરંદ–ફુલનો રસ.
મધુ–મધ, મિષ્ટ.
મધુવ્રત–ભમરો.
મયુરધ્વજ–પરાર્થે પ્રાણ આપનાર એક રાજા.
મલ–મેલ.
મહતી–મોટી.
મહામારી–મરકી.
મહેરામણ–સમુદ્ર.
માનસ મન, માનસરોવર.
માયાતીત–માયાથી પર.
માલિકા–માળા.
મિલન–મિલાપ.
મીન–માછલું.
મુકુલ કળી.
મુક્તા–મોતી.
મુખરતા–વાતુડાપણું.
મુગ્ધ–મોહિત, ભ્રમિત.
મુદ્રિકા–વીંટી.
મુમુક્ષુ–મોક્ષ ઇચ્છનાર.
મુમૂર્ષા–મરણની ઇચ્છા.
મૂકતા–મુંગાપણું.
મૂકવત્–મુંગા જેવું.
મૂર્ચ્છના–મૂર્ચ્છા.

મૃગસલિલ-મૃગજળ, ઝાંઝવાં.
મૃત-મુવેલું.
મૃદુ / મૃદુલ } -કોમળ.
મૌક્તિક-મોતી.
મંડન-શણગાર, ભૂષણ.
મંથન-વલોવવું.

ય

યવાંકુર-જવારા.
યુક્ત-યોગ્ય, સહિત.
યુગપત્-એક સાથે.
યુગલ-જોડું.

ર

રક્ત-લોહી.
રક્તિમા-રતાશ.
રજત=રૂપું.
રજનીશ=ચંદ્ર.
રણનિદેશ=યુદ્ધની આજ્ઞા.
રણરંગ=યુદ્ધની સ્થિતિ.
રમણ=પતિ.
રમ્ય=સુંદર, આનંદી.
રવિકરધવલા=સૂર્યકિરણથી ધોળી જણાતી.
રસના=જીભ.
રસવાહક=રસને વહેનાર
રહસિ=એકાંતમાં.
રાશિ=ઢગલો
રુદ્ધ-રૂંધાયેલું.
રુંધન-રુંધવું.
રોદન-રૂદન
રોમ-રૂવાડાં.
રોમોદ્ગમ-રોમાંચ.
રૌપ્યઘંટા-રૂપાની ઘંટડી.

લ

લક્ષતો-લક્ષમાં લેતો, જોતો.
લગ્નતત્પરા / લગ્નોદ્યતા } -પરણવા તૈયાર થયેલી
લતિકા-વેલ્ય.
લલિત-સુંદર, કોમળ.
લાલિમા-રતાશ.
લૂંટક-લૂટારો.
લોલિત-ધ્રૂજતું.

વ

વક્તવ્ય-કહેવા યોગ્ય.
વક્ત્ર-મુખ.
વત્સર-વર્ષ.
વન્ય-વનનું.
વયસ્ય-મિત્ર.
વર્ષણ-વૃષ્ટિ.
વસુમતી-પૃથ્વી.
વસ્ત્રવેષ્ટન-કપડાં વીંટવાં.
વાતવીચિ-પવનની લહેર.
વાસર-દિવસ.
વાસવ-ઇંદ્ર.
વાહ-વાહન.
વિકટ-ભયંકર.
વિકસિત-ખીલેલું
વિગત-ગયેલું, ગુમાવેલુ

વિઘાત=ઘા
વિજન=મનુષ્ય રહિત
વિટપ=ડાળી
વિતરતો=વહેંચતો
વિદીર્ણહૃદયા=ચીરાયેલા હૃદયવાળી
વિદ્યુત્પ્રવાહ=વીજળીનો પ્રવાહ
વિધિ=નિયમ, વિધાતા
વિધ્વંસ=નાશ
વિપર્યય=ફેરફાર
વિપિન=વન
વિબુધ=દેવ, વિદ્વાન્
વિભવ=વૈભવ
વિભૂષણ=ઘરેણું, શણગાર
વિભ્રમ=ભ્રાંતિ, ઉતાવળ, ચેષ્ટા
વિરતિ=વિશ્રાંતિ
વિરલ=દુર્લભ
વિલય=નાશ
વિલાય=નાશ પામે
વિવશ=પરવશ
વિશદ=સ્વચ્છ, પવિત્ર, શ્વેત, શાંત
વિશ્લેષ=જુદાઇ
વિશ્વસ્થિત=જગતમાં રહેલું
વિષકીટ=ઝેરનો કીડો
વિષમોપચાર=અવળા ઉપાય
વિષયાક્રાન્ત=વિષયપીડિત
વિસ્મિત=વિસ્મય પામેલું
વિહગ } =પક્ષી.
વિહંગ }
વીચિ=મોજું, લહેર

વૃક્ષરાજી=ઝાડોની હાર
વૃત્તિ=મનોવૃત્તિ, વર્ત્તન, ધંધો
વૃષભ=બળદ
વૈજયંતી=ધ્વજા
વૈધવ્ય=વિધવાપણું
વૈફલ્ય=નિષ્ફળતા
વૈમાનિક=વિમાનમાં વસનાર
વૈષમ્ય=વિષમતા
વંચના=ઠગાઇ
વ્યક્તિત્વ=જાતિપણું
વ્યજન=પંખો, પવન નાંખવો
વ્યથા=પીડા
વ્યથિત=પીડિત
વ્યાઘાત=ઘા, પ્રહાર
વ્યાપૃત્તિ=વ્યાપાર
વ્યોમચર=આકાશમાં ફરનાર
વ્યોમાંગણ=આકાશરૂપ આંગણું

## શ

શચિ=ઇંદ્રાણી
શયિત=સૂતેલું
શર્વરી=રાત્રિ
શશાંક–ચંદ્ર
શષ્પ=ઘાસ
શાણ=સરાણ
શાર્દૂલ=સિંહ
શાશ્વત=નિત્ય
શિખી=મોર
શિખંડ=મોરપીછ
શિબિ=શરણાગતને બચાવવા મા

પોતાનું માંસ આપનાર એક રાજા
શિબિર=છાવણી
શિશુતા=બાળપણ
શીર્ષ=માથું
શુકવધૂ=મેના
શુચિ=પવિત્ર, શ્વેત
શુશ્રૂષા=સેવા, ચાકરી
શુષ્ક=સૂકું
શુષ્કેષ્ટિ=યજ્ઞની શિક્ષણક્રિયા
શૂલ=કાંટો
શેવાલ=લીલ
શેષ=બાકી
શૈત્ય=શીતળતા, શરદી
શૈલ=પર્વત
શૈશવ=બાળપણ
શંકર=ભાષ્યકાર શ્રીશંકરાચાર્ય
શ્રમશીકર=પરસેવાનાં બિંદુ
શ્રાંત=થાકેલું
શ્લેષ=આલિંગન, ભેટવું

### સ

સગ્ધિ=સાથે જમવું તે, સહભોજન
સજ્જ=તૈયાર
સતતગતિ=પવન
સદન=ઘર
સદય=દયાળુ
સદ્મ=ઘર
સદ્ય=તુરત
સનાતન=પ્રાચીન
સં઼ર=લડાઈ
સમરાંગણ=લડાઈનું મેદાન
સમાગત=આવેલું
સમાદર=સત્કાર
સમાલિંગન=દૃઢ આલિંગન
સમીર=પવન
સમીક્ષા=અવલોકન
સમુદય=સમૂહ
સરણિ=માર્ગ
સરસી=તળાવ
સર્ગ=સૃષ્ટિ
સર્વત્ર=બધે
સલિલ=પાણી
સહકાર=આંબો, સાથે મળી કામ કરવું
સહચરી=સખી
સહિષ્ણુ=સહનશીળ
સહૃદય=માયાળુ, વિદ્વાન્
સાન્નિધ્ય=નજીકપણું
સામીપ્ય=સમીપતા
સાક્ષાત્કાર=પ્રત્યક્ષ કરવું
સાન્ત્વન=દિલાસો
સિદ્ધશૈલેશ=શત્રુંજય પર્વત
સીમાબદ્ધ=મર્યાદાથી બંધાયેલું
સુગત=બુદ્ધ
સુતવધૂ=પુત્રની વહુ
સુધાસ્વાદુ=અમૃતના જેવા સ્વાદવાળું
સુધાંશુ=ચંદ્ર
સુરકન્યકા=દેવકન્યા
સુરભિ=સુગંધ, ગાય
સુરશૈશવ=દેવોનું બાળપણ

સુરસદન=સ્વર્ગ
સુરાત્મજા=દેવકન્યા
સૂક્તિ=સારાં વચન
સેનાની=સેનાપતિ
સૈનિક=સિપાઇ
સોપાન=પગથીઉં
સૌરભ=સુગંધ
સંગોપન=સારી રીતે ઢાંકવું
સંચય=સંગ્રહ
સંતપ્ત=તપેલું
સંપ્રતિ=હમણાં
સંભ્રમ=હર્ષની ઉતાવળ, ગુંચવાડો ખંત.
સંમાર્જન=વાળવું
સંલક્ષી=લક્ષમાં લઇ
સંવત્સરી=વાર્ષિક તિથિ, વરસી
સંવ્યગ્ર=અતિશય વ્યાકુલ
સંસિક્ત=સારી રીતે ભિંજાયેલું
સંહતિ=સંપ
સ્તબ્ધ=થંભી ગયેલું
સ્થલી=જગો
સ્નિગ્ધ=સ્નેહયુક્ત
સ્મર=કામદેવ
સ્મરહર=શંકર
સ્મિત=મંદહાસ્ય
સ્મિતવતી=મંદહાસ્યવાળી
સ્મૃતિ=સ્મરણ
સ્વયંભૂ=પોતાની મેળે ઉત્પન્ન થયેલું
સ્વર્ગસ્થ=સ્વર્ગમાં રહેલાં
સ્વર્ગીય=સ્વર્ગનું
સ્વસ્તિક=સાથીઓ
સ્વસ્થ=શાંત, નિરાંતવાળું
સ્વાસ્થ્ય=નિરાંત

હ

હરિત=લીલું
હર્ષોક્તિ=હર્ષનાં વચન
હસંતી=સગડી, અંગીઠી
હિમ=બરફ
હિમાદ્રિ=હિમાલય પર્વત
હૃદયસ્થિત=હૃદયમાં રહેલું
હૃદયેશ=પતિ
હ્રેષા=ઘોડાનો અવાજ

ક્ષ

ક્ષણિક=ક્ષણમાત્ર રહેનાર
ક્ષેત્ર=ખેતર
ક્ષંતવ્ય=ક્ષમાયોગ્ય

જ્ઞ

જ્ઞાનાદિત્ય=જ્ઞાનરૂપ સૂર્ય

# કાવ્ય—સાહિત્યનાં કેટલાંક પુસ્તકો.

**સ્રોતસ્વિની**—હાઈસ્કૂલોમાં ચલાવવા યોગ્ય રા. બોટાદકરનાં ૪૭ વિવિધ કાવ્યો, શબ્દકોશ સાથે. ઈનામ લાયબ્રેરી માટે મંજુર છે. કિંમત ૦-૧૨-૦

**નિર્ઝરિણી**—રા. બોટાદકરનાં નવીન કાવ્યોનો ત્રીજો સંગ્રહ. રા. શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ. ના લાંબા ઉપોદ્‌ઘાત તથા જરૂરી શબ્દકોશ સાથે. કિંમત ૦-૧૨-૦

**યૂરોપયાત્રાની પ્રવાસ પુષ્પાંજલિ**-સ્વ. રા. શ્રી હરીલાલ હર્ષદરાય ધ્રુવનાં યૂરોપના પ્રવાસ સમયનાં નૈસર્ગિક કાવ્યોનો સંગ્રહ. હવે માત્ર જુજ પ્રતો સીલક રહી છે. કિંમત ૧-૮-૦

**રસમંજરી**—રા. ભાણશંકર કુબેરજી શુકલકૃત. કિંમત ૦-૮-૦

**કુસુમમાળા**—રા. શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆકૃત સંગીત કાવ્યોનો સમુદાય; ઈનામ, લાયબ્રેરી, તથા હાઈસ્કૂલ માટે ટેક્સ્ટબુક તરીકે મંજુર છે. કિંમત ૦-૧૦-૦

**નૂપુરઝંકાર**—રા. શ્રી. નરસિંહરાવ ભો૦ કૃત સંગીત કાવ્યોનો ત્રીજો સમુદાય. વિસ્તારી ટીકા સાથે. કિંમત ૧-૪-૦

**સ્મરણ સંહિતા**—(સચિત્ર) રા. શ્રી. નરસિંહરાવભાઈ કૃત એક કરુણ પ્રશસ્તિ. પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવના ઉપોદ્‌ઘાત સાથે. ગુજરાત મહાવિદ્યાલયમાં પાઠ્ય પુસ્તક છે. કિંમત ૧-૮-૦

**દીવાનો સાગર**—સાગર કૃત સૂફીઝમની ગઝલો, ભજનો, પ્રેમ ગીત, સુફીઝમનો શબ્દકોશ વગેરે. કિંમત રૂ. સાડાત્રણ.

**સ્નેહસંગીત**—સચિત્ર કેશવ હ૦ શેઠ કૃત; કિંમત ૦-૧૨-૦

**સ્વદેશ ગીતાવલિ**—કર્તા કેશવ હ૦ શેઠ. કિંમત ૦-૧૪-૦

